وَقَرْنَ فِي بُيُوتِكُنَّ

અને પોતાના ઘરોમાં રહો.

(સૂરએ અહઝાબ, આ. નં. ૩૩)

# સ્ત્રી અને પરદો ઈસ્લામી દ્રષ્ટિએ



★ પ્રરક ★

મૌ. મુફતી અબ્દુલ હફીઝ મૂસા ભડકોદ્રવી

★ સંપાદક ★

આસિમ બિન અબ્દુલ હફીઝ ભડકોદ્રવી

# સ્ત્રી અને પરદો ઈસ્લામી દ્રષ્ટિએ

★ પ્રરક ★

મો. મુફતી અબ્દુલ હફીઝ મૂસા ભડકોદ્રવી

★ સંપાદક ★

આસિમ બિન અબ્દુલ હફીઝ ભડકોદ્રવી

★ પ્રકાશક ★

મકતબહ અલ-હફીઝ
દારુલ ઉલૂમ કવાટર્સ,
મુ. પો સિતપોણ ૩૯૨ ૨૧૦
જિ. ભરુચ (ગુજરાત-ઈન્ડિયા)
ફોન : (02642) 279088
મોબાઈલ : 9228281474

## અનુક્રમ


| ક્રમ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧. | **ઈસ્લામમાં સ્ત્રીનું સ્થાન** | 04 |
| ૨. | **પસ્તાવના** | 07 |
| ૩. | **પરદાનો વિગતવાર ઈતિહાસ** | 11 |
| ૪. | **પરદાનો હુકમ** | 12 |
| ૫. | **પરદાની દલીલો કુર્આન શરીફની રોશનીમાં** | 15 |
| ૬. | પરદા વિષે પ્રથમ આયત | 15 |
| ૭. | પરદા વિષે બીજી આયત | 18 |
| ૮. | પરદા વિષે ત્રીજી આયત | 20 |
| ૯. | પરદા વિષે ચોથી આયત | 21 |
| ૧૦. | પરદા વિષે પાંચમી આયત | 22 |
| ૧૧. | પરદા વિષે છઠ્ઠી આયત | 23 |
| ૧૨. | પરદા વિષે સાતમી આયત | 23 |
| ૧૩. | ઘરેણાંની અવાજ ગેરમહરમોને સંભળાવવું | 25 |
| ૧૪. | સ્ત્રીઓની અવાજનો મસ્અલો | 26 |
| ૧૫. | ખૂશ્બૂ લગાવીને બહાર નીકળવું | 26 |
| ૧૬. | ફેશનેબલ બુરખો પહેરીને નીકળવું પણ નાજાઈઝ છે | 26 |
| ૧૭. | **પરદાની દલીલો અહાદીષની રોશનીમાં** | 27 |
| ૧૮. | **બુદ્ધીમત-અકલી દલીલો** | 33 |
| ૧૯. | **સ્ત્રીઓ વિષે આપ (સ.અ.વ.)નું ફરમાન** | 35 |
| ૨૦. | શરઈ પરદાના ત્રણ પ્રકાર છે | 36 |
| ૨૧. | (૧) સર્વશ્રેષ્ઠ પ્રકાર | 36 |
| ૨૨. | (૨) બીજો પ્રકાર | 37 |
| ૨૩. | (૩) ત્રીજો પ્રકાર | 37 |
| ૨૪. | સ્ત્રીઓ કોનાથી પરદો ન કરે ? | 38 |
| ૨૫. | ચહેરાનો પરદો | 38 |
| ૨૬. | પરદો અને સહાબા (રદિ.) | 41 |
| ૨૭. | હયા તો જિવીત છે | 42 |
| ૨૮. | ઈસ્લામથી પહેલાં સ્ત્રીઓનું સ્થાન | 43 |
| ૨૯. | ફ્રાંસમાં સ્ત્રીઓ | 43 |
| ૩૦. | ચીનમાં સ્ત્રીઓ વિષે | 43 |
| ૩૧. | જાપાનમાં સ્ત્રીઓ વિષે | 43 |

| ક્રમ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૩૨. | હિન્દુ ધર્મમાં સ્ત્રીઓ વિષે | 43 |
| ૩૩. | ઈસ્લામ દુશ્મન લોકોનો પ્રોપેગંડો | 43 |
| ૩૪. | ઈસ્લામમાં પરદાનો હુકમ | 44 |
| ૩૫. | સ્વીડનમાં બેપરદગીના બે નુકસાનો | 44 |
| ૩૬. | પરદાની પાબંદીનો ફાયદો | 45 |
| ૩૭. | અમેરિકામાં સ્ત્રીઓની બેહાલી | 45 |
| ૩૮. | સ્ત્રી બીજા ધર્મોમાં | 45 |
| ૩૯. | ઈસ્લામે સ્ત્રીઓને શું આપ્યું ? | 48 |
| ૪૦. | ઈસ્લામમાં સ્ત્રીઓ સાથે આટલી બધી નરમી કેમ ? | 48 |
| ૪૧. | સ્ત્રીઓ ઈસ્લામના આંગણમાં | 48 |
| ૪૨. | દીકરીના સ્વરૂપમાં | 49 |
| ૪૩. | પત્નિના સ્વરૂપમાં | 50 |
| ૪૪. | માંના સ્વરૂપમાં | 51 |
| ૪૫. | **વર્તમાન યુગ પરદાની દ્રષ્ટિએ** | 51 |
| ૪૬. | **બારીક પોશાક વિશે** | 53 |
| ૪૭. | મુસલમાનોમાં ફેશન | 55 |
| ૪૮. | ફેશનથી બચવા માટે શું કરવું જોઈએ ? | 56 |
| ૪૯. | લવમેરેજનો કરૂણ અંત | 57 |
| ૫૦. | બેપરદગીનો કરૂણ અંત | 60 |
| ૫૧. | બેપરદગીની સજા | 62 |
| ૫૨. | બેપરદગીના અસલ કારણો | 64 |
| ૫૩. | **ફેશન અને બેપરદગીના કરૂણ અંતના સાચા બનાવો** | 65 |
| ૫૪. | ફેશન અને બેપરદગીથી અજાબે કબર | 65 |
| ૫૫. | બેપરદગી અને નમાઝ ન પઢવાનો કરૂણ અંત | 67 |
| ૫૬. | શણગાર કરીને ફરવા નીકળવાનો અઝાબ | 68 |
| ૫૭. | પેટ્રોલ અને આગ | 69 |
| ૫૮. | ખૌફનાક પ્રાણીઓ | 70 |
| ૫૯. | ફેશનેબલ યુવતીનો કરૂણ અંત | 71 |
| ૬૦. | **પરદા પર વાંધાઓ અને તેના જવાબો** | 72 |
| ૬૧. | પશ્ચિમી દેશોમાં પરદો કરવા પર સજા | 75 |
| ૬૨. | પશ્ચિમી દેશો પરદાનો વિરોધ કેમ કરે છે ? | 75 |
| ૬૩. | આજની સ્ત્રી કેવી હોવી જોઈએ ? | 76 |
| ૬૪. | બેપરદગીના નુકસાનો | 77 |
| ૬૫. | અંતમાં | 77 |

★ બિસ્મિહીર્રહીમ ★

# ઈસ્લામમાં સ્ત્રીનું સ્થાન

સર્વે વખાણ અલ્લાહ તઆલાના માટે જ છે, જેણે સ્ત્રી–પુરૂષનું સૃષ્ટિમાં સર્જન કરી, તમામ સજીવોમાં તેમને આગવું સ્થાન અર્પણ કર્યું. સ્ત્રીને પુરૂષની સમોવડી બનાવી. તેને સહભાગી અને જીવનસાથી તરીકેનું બહુમાન આપ્યું.

ઈસ્લામના આગમન પહેલાં સ્ત્રીનો કોઈ માન–મરતબો કે કુટુંબમાં કોઈ પણ જાતનો દરજ્જો ન હતો, કોઈ તેને અર્ધ મનુષ્યનું બિરૂદ આપતું, કોઈ તેમાં શૈતાની આત્મા હોવાનો વિચાર વ્યક્ત કરતા, તો કોઈ નાપાક કહેતું, કોઈ કહેતું કે તેણી પુરૂષને પરમાત્માની પ્રાર્થનાથી રોકે છે. કોઈ સ્ત્રીને પતિના મૃત્યુ પછી જીવન જીવવાના અધિકારોથી વંચિત રાખવાનો અલાપ કરતો.

અલ્લાહ તઆલાના દૂત હઝરત મુહમ્મદ (સ.અ.વ.)ની આ ધરતી ઉપર પધરામણી થઈ. પૂરી માનવતા બલ્કે જમીન ઉપર વસતી તમામ જીવસૃષ્ટિ માટે આપ મહેરબાન બની પધાર્યા, સર્વે જીવોને તેમના હકોથી વાકિફ કરી તેમના અધિકારો તેમને અર્પણ કર્યા. સ્ત્રીને "દુનિયાની સર્વશ્રેષ્ઠ કીમતી વસ્તુ ફરમાવી છે." ઈસ્લામ પૂર્વે નવતર બાળકીને જમીનમાં ખાડાં ખોદી જીવતી દાટી દેવામાં આવતી હતી. તે સમયકાળમાં આપ (સ.અ.વ.)ના આગમને આ કુપ્રથા બંધ કરાવી અને નારીને વારસાગત અધિકાર સામે બીજા બધા હકો અર્પણ કર્યા.

આજકાલ ઈસ્લામ ધર્મના ઉપદેશોથી અજાણ અને ઈસ્લામ પ્રત્યે પૂરતી સમજ ન રાખનાર, બલ્કે ગેરસમજીના રેલામાં વહી જનારા અને નાસમજ અથવા જાણીબૂજીને ગેરમાર્ગે દોરનાર પશ્ચિમી સંસ્કૃતિના ઝંડાધારીઓ, લોકોમાં જુઠ્ઠો પ્રચાર કરી ભોળીભાળી

નારીઓને ભડકાવવાનો સતત પ્રયત્ન કરતા રહે છે, જેમ કે ઈસ્લામે નારીઓને કૈદ અને બંધનોમાં જકડી દીધી છે, પરંતુ વાસ્તવિકતા કાંઈ જૂદી જ છે.

★ શું બાળકીઓની હત્યા ગર્ભાશયમાં આજના નવા યુગમાં કેટલી વેગવંતી બની છે તે આંકડાઓથી જોઈ લો. એક હજાર પુરૂષો પાછળ કેટલી સ્ત્રીઓની સંખ્યા છે ? ?

★ સ્ત્રીઓ—જુવાન યુવતીઓ સાથે ઉચ્ચ શિક્ષણધારીઓના કાળા કરતૂતો શું બતાવે છે ? ?

★ સ્ત્રીઓની હત્યા અને બાળી નાંખવાના રોજ રોજના કિસ્સાઓ શું સૂચવે છે ?

★ નારીઓને દુકાનો, સ્ટોલો, ઓફિસોની ઝીનત બનાવી માલિક પુરૂષો શું તેણીઓનું માનસિક અને શારિરીક શોષણ નથી કરતા ? ?

★ શું સ્વીડન, યૂરોપ અને અમેરીકા જેવા દેશોમાં શાદી—લગ્નનું માળખું છિંન્ન ભિન્ન થઈ ગયું નથી ? ?

★ યૂરોપના દેશોમાં તલાકનું પ્રમાણ જોવો, સોમાંથી સિત્તેર મહિલાઓની તલાક થાય છે તે કેમ ? ?

★ જયારે ઈસ્લામમમાં તેનું પ્રમાણ ૦.૭ પોઈંટ છે.

★ યુરોપમાં મોટી ટ્રકો યુવતીઓ ચલાવે છે. તેણી અડધો કિવન્ટલ અને કિવન્ટલની ગુણો ઉંચકે છે. શું આ આઝાદી છે ? કે તેણીએ જ સ્વજાતે કમાઈને ખાવું ? ?

આવા તો ઘણા દાખલાઓ છે પણ આ તેનું સ્થાન ન હોવાથી બસ કરૂં છું. જે લોકોને ઈસ્લામના આદેશો પૈકી એક વાત રહી રહીને ખૂંચે છે તે મુસ્લિમ નારીનો પરદો—બુરખો છે.

ડોક્ટર લીંબસ પોતાનુ પુસ્તક "રૂહે નિસ્વા નિય્યત"માં લખે છે : પુરૂષ અને સ્ત્રી લંબાઈ હાડકાની બનાવટ, સાંધાઓની બનાવટ, શારીરિક ઘાટમાં એકબીજાથી ભિન્ન પ્રકારના છે, બલ્કે બન્નેવમાં જુદાઈ બીજા કારણોને લઈને પણ છે. જેમ કે બન્નેવ હવા અને આહાર એક સરખા લઈ શકતા નથી, એમના રોગના પ્રકાર પણ જુદા છે, એમના દીમાગી અને માનસિક તાકાતમાં પણ તફાવત છે. તરક્કી એક જ સૂરતમાં શક્ય છે કે પુરૂષ અને સ્ત્રીની ઝિમ્મેદારીઓ નક્કી કરવામાં ઉપરોક્ત તફાવતને પણ ધ્યાનમાં રાખવામાં આવે.

ઘણી જ ખુશીની વાત છે. ખાસ કરીને એક બાપ માટે કે તેનો પુત્ર આ વિષય ઉપર કલમ ઉઠાવી તે સંદર્ભે વિસ્તૃત જાણકારી અને સચોટ દલીલોસભર છણાવટ અને ખુલાસો રજૂ કરે !! સાચું કહું તો આ વિષે સરસ અને સુંદર રજુઆત કરી છે તે બદલ બાપ તરફથી પુત્રને અભિનંદન અને મુબારકબાદ !! આ પહેલાં "વર્તમાન યુગ અહાદીષે નબવીના અરીસા"માં પણ હદીષોનો અનુવાદ કર્યો છે.

"મુશ્કેલીઓનો ઉપાય" અનુવાદિત પુસ્તિકા પણ પ્રગટ થઈ ચૂકી છે. આ ત્રીજો પ્રયત્ન છે, જેમાં ઈસ્લામી પરદા વિષે સુંદર આલેખન કર્યું છે.

આશા છે કે પોતાના કલમની કૂચ લગાતાર ચાલુ રાખી, આવા અનેક પુસ્તકો ઉમ્મત સુધી પહોંચાડવાનો અથાગ પ્રયત્ન અને સિલસિલો કાયમ જારી રાખે, એ જ ઉમ્મીદ અને આશા સહ. ફરી મુબારકબાદ !

બંદએ હકીર : **અ. હફીઝ મૂસા ભડકોદ્રવી**
ખાદિમે કુર્આન વ હદીષ :
દારુલ ઉલૂમ સઆદતે દારૈન,
સિતપોણ, તા. જિ. ભરૂચ.
૬ રબી. આખર ૧૪૨૯ હિ.

★ બિસ્મિલ્લાહી તઆલા ★

# ✪ પરતાવના ✪

*તેના નામથી જે આંખોની છેતરામણો અને દિલોના ભેદને જાણવાવાળો છે.*

આજના વૈજ્ઞાનિક યુગમાં એક તરફ પ્રગતિઓ વધી રહી છે તો બીજી બાજુ બેહયાઇ અને બેશરમીનો ખોફનાક દરિયો વહી રહયો છે. યુરોપીય ચાલઢાલના કારણે ફેશન અને બેહયાઇ ફેલાઇ રહી છે. યુનિવર્સિટી અને કોલેજોમાં ભણેલી સ્ત્રીઓ પરદાને નાજાઈઝ અને પોતાની આઝાદીમાં વિક્ષેપ સમજે છે.

જ્યારે આપણે વિચારીને વર્તમાનકાળ અને ભૂતકાળને જોઈએ છીએ તો સમજમાં આવે છે કે આપણે બન્ને યુગોને બરાબર નથી કરી શકતા, જે વસ્તુ ભૂતકાળમાં અશક્ય સમજવામાં આવતી હતી તે આજના પ્રગતિશીલ યુગમાં શક્ય બની ગઈ છે. પહેલાના સમયમાં જે મુસાફરી કંઈ મહિનાઓમાં થતી હતી. તે આજે કલાકો અને મિનિટોમાં શક્ય બની છે, જે સમાચાર પ્રાપ્ત કરવા માટે માણસને કેટલા દિવસો સુધી રાહ જોવી પડતી હતી, તે કોમ્પ્યુટર અને મોબાઈલનો બટન દબાવવાની સાથે પહોંચી જાય છે, જે લડાઈઓ ભૂતકાળમાં લાંબો સમય ચાલવા છતાં કોઈ નિકાલ ન આવતો હતો, તેનો આજે મહિનાઓ અને દિવસોમાં ઉકેલ આવે છે.

જ્યારે આપણે ઈતિહાસને જોઈએ છે તો પરદાની બાબતમાં ભૂતકાળ યાદ આવે છે,·જેવી રીતે ભૂતકાળમાં અભણતાના સમયમાં થતું હતું, કે તે સમયે સ્ત્રીઓ માટે ઈજ્જત, પાકદામનીનું નામોનિશાન ન હતું. તેમને ભણવા–પઢવાથી દૂર રાખવામાં આવતી હતી અને તેમને નગ્ન ઝિંદગી ગુજારવા પર મંજબૂર કરવામાં આવતી હતી. સ્ત્રીઓ બેપરદા અને શણગાર કરીને નીકળતી હતી, પરંતુ હઝ. મુહમ્મદ (સ.અ.વ.) તશરીફ લાવ્યા અને દુનિયાને સીધો માર્ગ ચિંધ્યો. ઈન્સાફને કાયમ કર્યો અને સ્ત્રીઓને માણસની બરાબર દરજ્જો આપ્યો. આજે ઈસ્લામમાં સ્ત્રીઓના સમાન હક્કો છે.

ત્યાર પછી ઈસ્લામ વિશ્વના દરેક દેશોમાં ફેલાયો. મુસલમાન રાજાઓનું શાસન ચાલ્યું, પરંતુ જ્યારે મુસલમાન શાસકો બેઈમાન બની ગયા. ત્યારે તેમનો પ્રભાવ ઓછો પડવા લાગ્યો અને વિશ્વમાં બેહયાઈ ફરીથી ફેલાવા લાગી. ૧૮ મી સદીમાં જ્યારે યુરોપમાં ક્રાંતિ આવી, અને લોકોને વેપારની ઘેલછા જાગી, વેપાર માટેનું માર્કેટીંગ મોટું થયું. વ્યાપાર માટે દૂરદૂરના સફરો કરવા પડયા. આ કારણથી તેઓ લાંબા સમય સુધી

પોતાના ઘરથી દૂર રહેવા લાગ્યા. એક તરફ કમાવવાની ઘેલછા તો બીજી તરફ પોતાના ઘરથી દૂર રહેવું પડતુ અને ઘરવાળાઓનો ખર્ચો પણ આપવો પડતો. આ વાત તેમને યોગ્ય ન લાગી. તેઓએ સ્ત્રીઓને એમ કહયું કે, ' 'તમને ઘરમાં કેદ કરી દેવામાં આવી છે. તમે ઘરથી બહાર આવો ભણો અને અમારી સાથે ખભેથી ખભો મેળવી કામ કરો. અમે તમને મોટા મોટા હોદ્દાઓ આપીશું.'' યુરોપના જવાનોનો તેની પાછળ સંકલ્પ એ હતો કે જો સ્ત્રીઓ બહાર આવશે અને અમારી સાથે કામ કરશે. અમે તેમને મનાવીને અમારી ઈચ્છાઓ પૂર્ણ કરીશું.

૧૮ મી સદીના અંતમાં અને ૧૯ મી સદીની શરૂઆતમાં યુરોપના દેશો બીજા દેશો ઉપર રાજ ચલાવવા માટે ઈસ્લામિક દેશો પર ઉમટી પડે છે. હજુ મુસલમાન થોડી ઊંઘ–જાગમાં હોય છે. જોતજોતામાં તેઓ પૂર્વથી પશ્ચિમમાં ફેલાય છે. ખાસ મુસ્લિમ દેશો તેમના ગુલામ બની જાય છે અને જે ગુલામ નથી બનતા તે પણ તેમની સામે ઝુકી જાય છે, જ્યારે આ કામ પૂરૂં થઈ જાય છે ત્યારે મુસલમાનોની આંખો ખુલે છે. જે વર્ષોથી મહાન અને તાકાતવર હતા. તે એકદમ ઝુકી ગયા. એવા શરાબીની જેમ કે જેને નશાની હાલતમાં તાકાતવર દુશ્મનને ખૂબ મારી તેનો નશો ઉતારી દીધો હોય. તે પોતાની હાર અને અંગ્રેજોની જીત પર વિચારવા લાગ્યા, પરંતુ હજુ દિમાગ બરાબર થયું ન હતું. નશો તો ઉતરી ગયો હતો, એક તરફ હારનો અફસોસ હતો. તે આ હાલતને બદલવા ચાહતો હતો. બીજી બાજુ વર્ષોનો આરામ, સહૂલતો હતી તે હાલતના બદલવાથી સૌથી આસાન રસ્તો ઢુંઢતો હતો. ત્રીજી બાજુ સમજ અને વિચારવાની શકિત કાટ ખાઈ ગઈ હતી કે જેનાથી કામ લેવાનું વર્ષો વર્ષથી છોડી દીધું હતું. એનાથી વધીને ભય અને બીક લાગતી હતી કે જે દરેક હારવાવાળી કોમને લાગતી હોય છે. આવા કેટલાક કારણોએ મુસલમાનોને ગુમરાહીમાં નાખી દીધા. કેટલાક તો પોતાની હાર અને યુરોપીયોની પ્રગતિને સમજી ન શકયાં, જેઓ આ સમજી ગયા તેમનામાં આટલી બધી તાકાત ક્યાં હતી કે આટલા ખતરનાક રસ્તાથી પસાર થઈ શકે ? તેમને પણ ભય હતો. આવી બગડેલી હાલત વચ્ચે એક સહેલો રસ્તો જે તેમને દેખાતો હતો તે એ હતો કે તેઓ યુરોપીયોની ચાલઢાલને પસંદ કરી લે, જેમાં દરેક વસ્તુ હશે તો ખરી, પરંતુ હકીકતમાં કશું જ નહિ હોય.

આ જ સમયે યુરોપવાળાઓનો પહેરવેશ, રહેણી–કરણીનું અનુસરણ કરવામાં આવ્યું એટલે સુધી કે તેમની બોલચાલ અને ચાલઢાલનું પણ અનુસરણ કરવામાં આવ્યું. મુસ્લિમ સોસાયટીઓ યુરોપના તાબા હેઠળ ચાલવા લાગી. જે કંઈ વસ્તુ યુરોપથી આવી તેને વગર બોલે કબૂલ કરી લીધી. શરાબ, જુગાર, નગ્નતા, નાચ અને બીજી અનેક વસ્તુનું અનુકરણ કર્યું.

મુસલમાનોના ઈતિહાસમાં આ સૌથી વધુ ભયાનક સમય હતો. આ જ સમયમાં પરદાના મસ્અલાને ઉખાડવામાં આવ્યો. ઈસ્લામ સ્ત્રીઓને કેદમાં રાખવા ઈચ્છે છે. આવા ખોટા ખોટા વાંધાઓ ઉઠાવીને ઈસ્લામ પર કલંક કરવામાં આવ્યું અને મુસલમાનોને પોતાનું અનુકરણ કરવા માટે પ્રેરિત કર્યા.

ત્યાર બાદ ઈસ્લામમાં બેપરદગીની શરૂઆત થઈ. શરૂઆતમાં તો થોડીક જ સ્ત્રીઓએ પરદાને છોડયો હતો, પરંતુ દિવસે દિવસે તેમાં વધારો થતો ગયો.

બેપરદા નઝર આઈ કલ ચંદ બીબીયાં,
અકબર ગૈરતે ઈમાનીસે જમીમે ગિર ગયા.
પૂછો જો ઉનસે પર્દહ વહ તુમ્હારા ક્યા હુવા,
કહને લગી અક્લોંપે મર્દોંકી ગિર ગયા.

વર્તમાન યુગમાં શરમ અને હયા નામની કોઈ વસ્તુ બાકી રહી નથી. સ્ત્રીઓ બેપરદા, શોર્ટ–કટ, જીન્સ, ટી–શર્ટ, ચુસ્ત અને શરીરના અવયવો ઉપસાવે તેવાં કપડાં પહેરવા લાગી. રોજ નવી નવી ફેશનોનું લોન્ચીંગ કરવામાં આવી રહયું છે. આજે સ્ત્રીઓ હોટલોમાં વેટર તરીકે, દુકાનોમાં સેલ્સ ગર્લ તરીકે નોકરી કરે છે. બુરખાઓ તો પહેરે છે પણ તે એટલા ચુસ્ત અને ફેશનેબલ હોય છે કે જેને બુરખાનું નામ આપવું અયોગ્ય છે. સ્ત્રીઓ બજારો, માર્કેટો, ચોપાટીઓ અને સહેલગાહો પર ખુલ્લેઆમ ફરે છે.

માં–બાપ આ બધુ નિહાળે છે પણ કંઈ કહેતા નથી. જોવે છે કે પોતાની પુત્રી ફેશનેબલ કપડાં પહેરીને સ્કૂલો અને કોલેજોમાં જાય છે. છોકરી જુએ છે કે તે આવા કપડાં પહેરે છે, પણ માં–બાપ કંઈ કહેતા નથી. તો તે પોતાના પહેરવેશને ચુસ્ત અને બારીક શીવડાવે છે.

આજે આપણા સમાજમાં આટલી બધી બેહયાઈ કેમ છે ? કારણ એ

જ છે કે માં-બાપ બેદીન છે. એટલે અવલાદ પણ બેદીન છે. છોકરાઓ પોતાના માં-બાપને જે કંઈ કરતા જુએ છે કે તરત તેનું અનુકરણ કરે છે અથવા માં-બાપ દીનદાર તો છે પણ જાણવા છતાં પણ તેની વિરુદ્ધ કરે છે, અને અવલાદની તે વિષે કોઈ ટીપ્પણી નથી કરતાં.

વર્તમાનકાળની બેહયાઈ અને સમાજ સુધારણાને અનુલક્ષી પરદા વિષે આ પુસ્તક કુર્આન અને હદીષની રોશનીમાં લખવામાં આવ્યું છે, તેમજ તેમાં વર્તમાનકાળનો પરદો, ફેશન અને તેના નુકસાનોનું વર્ણન કરવામાં આવ્યું છે અને પરદા વિષે ઉઠાવવામાં આવતા વાંધાઓ અને જવાબોને વર્ણવવામાં આવ્યા છે અને ફેશન અને બેપરદગીથી ઉદ્ભવેલા સખત અજાબના કેટલાક બનાવોને પણ વર્ણવવામાં આવ્યા છે. અલ્લાહ તઆલા લોકોને તેનાથી ફાયદો ઉઠાવવાની તૌફિક આપે, આમીન.

હું મારા ઈલ્મની ઉણપ અને અધૂરી સમજના કારણે એ નથી કહી શકતો કે મેં આ કિતાબમાં પરદા વિષે બધુ જ લખ્યું છે. જ્યાં સુધી હું જાણતો હતો એટલી બધી જ વાતોને મેં તેમાં લખી છે. વાલિદ સાહબની પ્રેરણા તેમજ તેમના તાબા હેઠળ મેં આ કામ પાર પાડયું છે.

અલ્લાહનો અઢળક શુક્ર છે કે તેણે મારા જેવા નાલાયક માણસને આ કામ માટે કબૂલ કર્યો અને આ કિતાબને લખવાની હિમ્મત અને તૌફિક આપી. અલ્હમ્દુલિલ્લાહ !

આ સમયે હું મારા મુહસિન-મુશફિક પ્રેરણાસ્ત્રોત વાલિદ મુફતી અબ્દુલહફીઝ સાહબ (દા.બ.)નો ઘણો જ આભારી છું કે તેમણે મને આ લાયક બનાવ્યો અને પ્રૂફ રિડિંગ કરી, ભૂલોને સુધારી. અલ્લાહ તઆલા વાલિદૈનને આફિયત સાથે લાંબી ઝિંદગી અર્પણ કરે અને દરેક મુશ્કેલીઓથી બચાવી આફિયતોથી નવાઝે, આમીન.

તેમજ મારા મુહસિન દાદા-દાદી તેમજ મુબીન કાકા જેમણે મારા ઉત્સાહમાં વધારો કર્યો, તેમજ અસાતિઝએ કિરામ જેમણે મને ઈલ્મ આપ્યું તેમજ દોસ્તો, ખૈરખ્વાહો, ભાઈ-બહેનો, નામી-અનામી હમદર્દોનો આભારી છું. અલ્લાહ તઆલા સૌને દારૈનમાં સારો બદલો આપે અને દરેક પ્રકારની મુશ્કેલીઓથી, વર્તમાનકાળના ફિત્નાઓથી બચાવે અને માં-બહેનોને શરીઅતના હુકમ મુજબ પરદો કરવાની તૌફિક આપે, આમીન.

**અહકર : આસિમ બિન અબ્દુલહફીઝ ટેલર**

<u>બિસ્મિહી તઆલા</u>

# ★ પરદાનો વિગતવાર ઈતિહાસ ★

સ્ત્રીઓ અને પુરૂષોના કોઈ પણ પરદા વગરના મેળાપને દુનિયાના ઈતિહાસમાં હઝરત આદમ (અલ.) થી લઈ ખાતિમુલ અંબિયા (સ.અ.વ.) સુધી કોઈ પણ યુગમાં સારૂ કામ નથી સમજવામાં આવ્યું, અને ફકત અહલે શરીઅત જ નહિં પરંતુ દુનિયાના દરેક શરીફ ખાનદાનમાં આ પ્રકારના મેળાપને જાઈઝ ઠેરવવામાં આવ્યો નથી.

હઝરત મૂસા (અલ.) ના સફરે મદયનના સમયે જે સ્ત્રીઓએ પોતાના જાનવરોને પાણી પીવાડવાથી રોકી રાખી હતી તેમનું વર્ણન છે. જેનું કારણ એ છે કે તે સ્ત્રીઓએ પુરૂષોના ટોળામાં જવાનું પસંદ ન કર્યું, અને બચેલા પાણીથી પોતાના જાનવરોને પાણી પીવાડવાને કાફી સમજયું. હઝરત ઝૈનબ બિન્તે જહશ (રદિ.) જેમના નિકાહ વખતે પરદાની પહેલી આયત નાઝિલ થઈ જેનું વર્ણન આગળ આવી રહ્યું છે. તેણી દિવાર તરફ પોતાનો ચહેરો કરીને બેઠા હતા.

ઉપરોકત વાતોથી જાણાય છે કે પરદાના હુકમથી પહેલાં પણ સ્ત્રી અને પુરૂષો વચ્ચે મુલાકાત અને વાતચીતનો રિવાજ શરીફ અને નેક ખાનદાનોમાં ન હતો. કુર્આનમાં જેને પ્રથમ અજ્ઞાનતાનું બિરૂદ આપવામાં આવ્યું છે, અને તેની ટીકા કરવામાં આવી છે. સ્ત્રીઓના શણગારને જાહેર કરવાનું વર્ણન છે તે પણ અરબના શરીફ ખાનદાનોમાં ન હતો. જોકે તે બાંદીઓ અને નીચ કક્ષાની સ્ત્રીઓમાં હતો. અરબના શરીફ ખાનદાનો તેને એક ખરાબ અને કલંકનું કાર્ય સમજતા હતા. અરબનો પૂરો ઈતિહાસ તેનો સાક્ષી છે. ભારતમાં પણ હિન્દુ સમાજમાં અને બીજાધર્મોમાં પણ સ્ત્રી અને પુરૂષના મેળાપને કોઈ સ્થાન ન હતું.

૧૮ મી સદીમાં જયારે યુરોપમાં ક્રાંતિ આવી, અને લોકોને વેપારની ઘેલછા જાગી, વેપાર માટેનું માર્કેટીંગ મોટું થયું. વ્યાપાર માટે દૂરદૂરના સફરો થવા લાગ્યા. આ કારણથી તેઓ લાંબા સમય સુધી પોતાના ઘરથી દૂર રહેવા લાગ્યા. એક તરફ કમાવવાની લાલસા તો બીજી તરફ પોતાના



ઘરથી દૂર રહેવું પડતુ અને ઘરવાળાઓનો ખર્ચો પણ આપવો પડતો. આ વાત તેમને યોગ્ય ન લાગી. તેઓએ સ્ત્રીઓને એમ કહયું કે, ''તમને ઘરમાં કેદ કરી દેવામાં આવી છે. તમે ઘરથી બહાર આવો ભણો અને અમારી સાથે ખભેથી ખભો મેળવી કામ કરો. અમે તમને મોટા મોટા હોદ્દાઓ આપીશું.'' યુરોપના જવાનોનો તેની પાછળ સંકલ્પ એ હતો કે જો સ્ત્રીઓ બહાર આવશે અને અમારી સાથે કામ કરશે. અમે તેમને મનાવીને અમારી ઈચ્છાઓ પૂર્ણ કરીશું.

આ પુરૂષો સાથે ખભો મેળવી કામ કરવાના દાવા, બજારો અને સડકો પર પરેડ કરવું, અને તાલીમથી લઈ જીવનના દરેક ક્ષેત્રમાં સ્ત્રી અને પુરૂષોનો મેળાપ કલબોમાં મુલાકાતો ફકત યુરોપિયન લોકોની બેહયાઈની પેદાવાર છે. તે લોકો પણ પોતાના ભૂતકાળથી અગલ થઈને તેમાં શામેલ થયા છે. ભૂતકાળના સમયમાં પણ તેમનામાં આ હાલત ન હતી. વિશ્વમાં બેહયાઈ ફરીથી ફેલાવા લાગી.

અલ્લાહ તઆલાએ જે રીતે સ્ત્રીઓના શારીરિક રચના પૂરૂષો કરતાં અલગ રાખી છે એવી જ રીતે તેમનામાં હયા (લાજ) પણ રાખી છે. જે એમને અલ્લાહ તઆલાની રચના પ્રમાણે અલગ રહેવા પર પ્રેરે છે. આ કુદરતી હયાનો પરદો સ્ત્રી અને પુરૂષોની વચ્ચે શરૂઆતથી જ દિવાર રૂપ છે. ઈસ્લામના ઉદયકાળથી પણ પરદાની આ હાલત હતી.

સ્ત્રીઓના પરદાની ખાસ વાત એ છે કે સ્ત્રીઓ ઘરની ચાર દિવાલો વચ્ચે રહે, હાં કોઈ શરઈ જરૂરત હોય તો બહાર નીકળી શકે છે, પરંતુ પોતાના શરીરને ઢાંકી લે. કુર્આને કરીમમાં પરદા વિષે સાત આયતો ઉતરી છે. ચાર સૂરએ અહઝાબમાં અને ત્રણ સૂરએ નૂરમાં આવી છે.

## ★ પરદાનો હુકમ ★

અલ્લાહ તઆલાએ માણસને અશરફુલ મખ્લૂકાત—સર્વે જીવોમાં શ્રેષ્ઠ બનાવ્યો અને બુદ્ધિ પણ આપી. એટલે જ માણસ અને જાનવરોની વચ્ચે મોટો તફાવત છે. ખાવા—પીવા અને વંશ ઉછેર જેવા કામોમાં માણસ અને જાનવરો બન્ને બરાબર ઘર બનાવીને રહે છે, તેમાં કોઈ ખાસ ફરક નથી. માણસની જરૂરિયાતો વધુ છે, જેથી મોટી ઈમારતોની જરૂર પડે છે, જ્યારે

જાનવરોની ઝિંદગી સાદી એટલે તેમને રહેવાની જગ્યા પણ નાની જોઈએ છે. ચકલી માળો બનાવે અને સાપ દર બનાવે છે.

એક વાત રહી ગઈ કે એકબીજા સાથે રહેવાની પધ્ધતીમાં પણ જાનવરો માણસથી પાછળ નથી. કીડીની ઝિંદગીમાં એકતા છે તો મધમાખીમાં ડિસ્પલીન અને બાદશાહી છે. પક્ષીઓની ઝિંદગીમાં ઝિક્ર અને ઈબાદત છે, પરંતુ એક વાત એવી છે કે જેમાં માણસને જાનવરો પર સરસાઈ પ્રાપ્ત છે. તે શરમ અને હયા છે. આ ગુણને લઈ માણસ પાકદામની, આબરૂવાળ l ઝિંદગી પસાર કરેં છે અને પોતાના માલિકની ફરમાંબરદારી કરે છે. આ શરમ અને હયાના ગુણને લઈ એક માણસ બીજા માણસ સામે પોતાની શરમગાહને છુપાવે છે. ઈતિહાસ આ વાતની સાબિતી આપે છે કે જ્યારે આદમ (અલૈ.) અને હઝરત હવ્વા (અલૈ.)ને જે ઝાડના ફળો ખાવાની મનાઈ હતી, તે ખાતાની સાથે જ જન્નતી પોશાક ઉતારી લેવામાં આવ્યો ત્યારે તેઓએ પોતાની શરમગાહોને પાંડદાઓથી છુપાવી લીધી હતી.

અલ્લાહ તઆલાનું ફરમાન છે :

وَطَفِقَا يَخْصِفَانِ عَلَيْهِمَا مِنْ وَرَقِ الْجَنَّةِ.

(સૂરએ અઅ્રાફ, આ. નં. ૨૨)

અને તે બન્ને પોતાના ઉપર જન્નતના પાંડદાઓ ચીપકાવવા લાગ્યા. શરીરના જે અવયવોને છુપાવવું જરૂરી છે તેને અરબીમાં અવરત અને ફારસીમાં સતર કહેવામાં આવે છે. હઝ. આદમ (અલૈ.)ની અવલાદ પથ્થરના જમાનાથી સતરને છુપાવતી રહી છે. જેમ જેમ માણસમાં બુદ્ધિ અને હોશિયારી આવતી ગઈ તેમ તેમ પહેરવેશમાં વધારો થતો ગયો. તેમજ બધા ધર્મોએ માણસને સંપૂર્ણ પોશાક પહેરવાનો હુકમ આપ્યો. ઈતિહાસમાં સ્ત્રીના પોશાકને જોવામાં આવે તો તે પોતાના સતરને જ નહિ પરંતુ પોતાના હાથ–પગને પણ છુપાવતી હતી. તો જાણવા મળ્યું કે શરીરને છુપાવવું કુદરતી અને બુદ્ધિની રીતે અને શરઈ કાનૂન મુજબ જરૂરી છે. બધા જ નબીઓની શરીઅતમાં આ ફર્ઝ રહયું છે.

દીને ઈસ્લામ પૂરી ઝિંદગીની કામ્યાબી માટે છે. એટલે તો ઈસ્લામમાં

હયા અને શરમને ઈમાનનો એક હિસ્સો કહેવામાં આવ્યો છે. શરમનો અર્થ એ છે કે રોજિંદા જીવનમાંથી બેપરદગી અને બુરાઈઓને ખતમ કરી દેવામાં આવે. માટે જ ઈસ્લામે ઝિનાને હરામ ઠેરવ્યું છે.

وَلَا تَقْرَبُوا الزِّنَا .

અર્થ : ઝિનાની નજીક પણ ન જાઓ. શરીઅતે મુહમ્મદી (સ.અ.વ.)નો ઉદ્દેશ કયામત સુધી આવનારા ઈન્સાનોને પોતાની શરીઅતથી પાક–સાફ રાખવાનો છે. એટલા માટે જે કામોને હરામ કર્યા તો તેની સાથે જે માર્ગોથી તેના સુધી પહોંચી શકાય તેને પણ હરામ કરી દીધા.

★ શરાબને હરામ કર્યું તો તેના બનાવવા, વેચવા અને ખરીદવાને પણ હરામ કર્યું.

★ વ્યાજને હરામ કર્યું તો તેનાથી મળતા નફાને પણ હરામ કર્યો.

★ શિર્કને હરામ કર્યું તો ફોટો બનાવવાનું અને તેની મૂર્તિઓને બનાવવાનું પણ હરામ કરવામાં આવ્યું.

★ ઝિનાને હરામ કર્યું તો અજનબી સ્ત્રીને જોવું, તેને અડકવું, શહવતથી વાતો કરવાને અને દિલમાં ખ્યાલ લાવવાને પણ હરામ કરવામાં આવ્યું.

આ વાત તો નક્કી છે કે બેપરદગી જ ઝિનાનું કારણ બને છે. એટલે ઈસ્લામે સ્ત્રીઓને પરદાનો હુકમ આપ્યો. રૂહાની લોકોને સ્વયં પરદાની જરૂરત માલૂમ પડી, એટલે જ સન હિજરી પાંચમાં હઝરત ઉમર (રદિ.)એ નબીએ કરીમ (સ.અ.વ.)ને અરજ કરી, ‘‘એ અલ્લાહના રસૂલ આપની પાક બીબીઓ પાસે નેક અને ગુનેહગાર લોકો આવે છે તમે તેમને પરદાનો હુકમ આપો.’’ જે સંદર્ભમાં પરદાની આયત નાઝિલ થઈ. (બુખારી–મુસ્લિમ)

હઝરત મુફતી શફી સા. (રહ.)એ મઆરિફુલ કુર્આનમાં લખ્યું છે કે પરદા વિશે કુર્આનમાં સાત આયતો અને નબીએ કરીમ (સ.અ.વ.)થી સિત્તેર હદીસો નકલ કરવામાં આવી છે. પરદાનો મતલબ એ છે કે સ્ત્રીઓ ઘરમાં જ રહે. જો કોઈ જરૂરત માટે નીકળવું પડે તો પોતાના શરીરને અને શણગારને પરદાથી છુપાવે.

સતર (શરીરના જે ભાગને છુપાવવામાં આવે છે) અને પરદો એ બે અલગ અલગ હુકમો રાખે છે.

| સતર | પરદો |
|---|---|
| ❖ સતરને છુપાવવું તમામ ધર્મોમાં ફર્ઝ છે. | ❖ પરદાનો હુકમ ઉમ્મતે મુહમ્મદીને સન હિજરી પાંચમાં આપવામાં આવ્યો. |
| ❖ સતર એકલતા અને બહાર બન્ને જગ્યાએ જરૂરી છે. | ❖ પરદો સ્ત્રીઓ માટે ગેર મહરમ પુરૂષથી વાજિબ છે. |
| ❖ સતરને છુપાવવું પુરૂષ અને સ્ત્રી બન્નેવ માટે વાજિબ છે. | ❖ પરદાનો હુકમ સ્ત્રીઓને જ છે. |
| ❖ સતર શર્મો—હયાની શરૂઆત છે. | ❖ પરદો શર્મો—હયાનો અંત છે. |

(હયા ઔર પાકદામની)

**જીસકી ફિતરત થી હયા ઔર આબરૂ,**
**ઈસમત વ ઈફ્ફત કી પુતલી નેક ખુ,**
**હો ગઈ તેહઝીબ યુરોપ સે ખરાબ,**
**કર દીયા બદનામ વ રૂસવા કુબા કો,**

## ★ પરદાની દલીલો કુર્આન શરીફની રોશનીમાં ★

આજના વૈજ્ઞાનિક સમયમાં એક બાજુ પ્રગતિઓ વધી રહી છે તો બીજી બાજુ અય્યાશીઓ અને બેહયાઈ ફેલાઈ રહી છે. યુરોપીય ચાલઢાલના કારણે ફેશનો આમ થઈ રહી છે. કોલેજની છોકરીઓ અને ભણેલી છોકરીઓ પરદાનું કંઈ પણ મહત્ત્વ સમજતી નથી, તો જરૂરી છે કે કુર્આન અને હદીષ શરીફની રોશનીમાં પરદા વિષે દલીલો આપવામાં આવે.

**★ પરદા વિષે પ્રથમ આયત :-**

وَقَرْنَ فِىْ بُيُوْتِكُنَّ وَلَاتَبَرَّجْنَ تَبَرُّجَ الْجَاهِلِيَّةِ الْاُوْلٰى

(સૂરએ અહ્ઝાબ, આ. નં. ૩૩)

અર્થ : પોતાના ઘરોમાં રહો અને પોતાને દેખાડતી ન ફરો, જેવી રીતે અંધકાળના સમયમાં દેખાડતી ફરતી હતી.

આ આયતમાં સ્ત્રીઓને હુકમ આપવામાં આવ્યો છે કે તે ખાસ કરીને

પોતાના ઘરોમાં જ રહે. ઘરની ચાર દિવાલો વચ્ચે રહીને પોતાના ફર્ઝોને અદા કરે. શરીઅતે સ્ત્રીઓ પર કોઈ કામ એવું નથી સોંપ્યું કે તેને ઘરની બહાર નીકળવું પડે. જો જરૂરત અથવા મજબૂરી હોય તો કોઈ વાંધો નથી. તેમાં પણ પોતાના ચહેરા પર ચાદર અથવા ઓઢણી નાખીને જ નીકળે. સ્ત્રીઓ ઘરમાં રહે તો તેમને અલ્લાહની નજદીકી પણ હાસિલ થશે.

اَقْرَبُ مَا تَكُوْنَ مِنْ وَجْهِ رَبِّهَا وَهِىَ فِىْ قَعْرِ بَيْتِهَا

(ઈબ્ને હબ્બાન)

અર્થ : સ્ત્રી પોતાના પરવરદિગારથી એ સમયે મહેબૂબ થશે જયારે તે પોતાના ઘરમાં સંતાયેલી રહે.

તબ્રાની શરીફમાં હુઝૂર (સ.અ.વ.)નો એક ઈરશાદ નકલ કરવામાં આવ્યો છે :

لَيْسَ لِلنِّسَاءِ نَصِيْبٌ فِى الْخُرُوْجِ اِلَّا مُضْطَرَّةً

(તબ્રાની, અલ્ જામિઉસ્સગીર)

અર્થ : સ્ત્રી ખાલી શરઈ જરૂરત આવી પડે તો તેને અદા કરવા માટે જ ઘરેથી બહાર આવે.

એટલે જો સખત જરૂરત હોય તો જ સ્ત્રીઓએ ઘરેથી બહાર આવવું જોઈએ. અરબીમાં કહેવત છે : لَا تَحْفَظُ الْمَرْأَةُ اِلَّا فِىْ بَيْتِهَا
અર્થ : સ્ત્રીઓ પોતાના ઘર સિવાય કોઈ પણ જગાએ સુરક્ષિત નથી હોતી.

હુઝૂર (સ.અ.વ.)ની પાક પત્નિઓ ઘરમાં ચાર દિવાલોની વચ્ચે અને સફરમાં તંબુ અથવા ડોલીમાં રહેતી હતી. એટલે જ તો એકવાર હઝરત આઈશા (રદિ.) પોતાનો ગુમ થયેલો હાર શોધવા ગયા હતા અને સહાબએ કિરામ (રદિ.) એમ સમજયા કે આપ ડોલીમાં છે. વિચારવા જેવી વાત તો એ છે કે ઈસ્લામના શરૂ કાળમાં અભણતા બેરપદગીનું કારણ હતું અને આજના સમયમાં આઝાદી બેરપદગીનું કારણ છે. એટલે સુધી કે અંગ્રેજી

ભણેલી સ્ત્રીઓ પરદાનો વિરોધ કરે છે.

બીજી વાત એ જાણવા મળી કે જો સ્ત્રીને જરૂરતથી ઘરની બહાર જવું પડે તો શણગારને જાહેર કરતી બહાર ન નીકળે, પરંતુ બુરખો અથવા ઓઢણીને એવી રીતે ઢાંકી લે કે તેનો કોઈ પણ અવયવ દેખાય ન શકે.

વકરન ફી બયુતિકુન્ન માં સ્ત્રીઓ માટે ઘરમાં રહેવાને વાજિબ કરવામાં આવ્યું છે. જેનો અર્થ એ છે કે સ્ત્રીઓ માટે ઘરથી બહાર જવું મના અને હરામ છે, પણ આગળની આયત વલાતબર્રજનથી એ વાત તરફ ઈશારો કર્યો કે જરૂરતથી નીકળવું પડે તો તે માટે મના નથી, તેમાં પણ પોતાના શણગારને જાહેર ન કરે. આગળની એક આયત યુદનીન અલયહીન્ન મીન જલાબીબીહીન્ન નો હુકમ એ વાત બતલાવી રહયો છે કે સ્ત્રીઓ માટે ઘરથી બહાર નીકળવાની ઈજાઝત પણ છે એ શર્ત સાથે કે બુરખો અથવા ઓઢણીથી પોતાને ઢાંકી લે.

તે સિવાય આપ (સ.અ.વ.) એ એક હદીષમાં અઝ્‌વાજે મુતહ્‌હરાતને સંબોધતા ફરમાવ્યું : કે તમારા માટે એ વાતની પરવાનગી છે કે તમે પોતાની જરૂરત માટે ઘરથી બહાર નીકળી શકો છો. ત્યાર પછી આપ (સ.અ.વ.) નો અમલ આ આયતના ઉતર્યા પછી એ વાત પર ગવાહ છે કે જરૂરતના સમયે સ્ત્રીઓ માટે ઘરથી નીકળવાની ઈજાઝત છે. જેવી રીતે કે હજ્જ અને ઉમરહ માટે અઝ્‌વાજે મુતહ્‌હરાતનું આપ (સ.અ.વ.) સાથે જવું અહાદીષે સહીહાથી સાબિત છે, અને કેટલીક રિવાયતોથી ઘણી લડાઈઓમાં જવું સાબિત છે. અને અઝ્‌વાજે મુતહ્‌હરાત પોતાના વાલિદૈન વગેરેની મુલાકાત માટે ઘરેથી નીકળતી હતી.

તેમજ આપ (સ.અ.વ.) ની વફાત પછી હઝરત સવદહ અને ઝૈનબ બિન્તે જહશ (રદિ.) સિવાય બધી જ અઝ્‌વાજે મુતહ્‌હરાતનું સહાબાની ખિલાફતમાં હજ્જ અને ઉમરહ માટે જવું સાબિત છે અને તેના પર કોઈ સહાબીએ વાંધો નથી ઉઠાવ્યો. પરંતુ તેમના માટે તેનો બંદોબસ્ત કરી આપ્યો, અને તેમની દેખરેખ માટે હઝરત ઉસ્માન (રદિ.) એ હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઓફને સાથે મોકલ્યા હતા.

કુર્આન અને આપ (સ.અ.વ.) ના અમલથી અને ઈજમાએ સહાબાથી

આ વાત સાબિત છે કે સ્ત્રીઓ ઘરમાં રહે પરંતુ જરૂરતના સમયે જેવી રીતે હજ્જ, ઉમરહ, હાજત, પોતાના મહરમોની ઝિયારત, જીવનમાં લાગતી જરૂરી વસ્તુઓ અને સમાન ખરીદવા માટે બહાર નીકળી શકે છે, પરંતુ એ શર્તની સાથે કે પોતાના શણગારને દેખાડતી ન હોય.

★ પરદા વિષે બીજી આયત :-

وَاِذَا سَاَلْتُمُوْهُنَّ مَتَاعًا فَاسْئَلُوْهُنَّ مِنْ وَّرَاءِ حِجَابٌ

ذٰلِكُمْ اَطْهَرُ لِقُلُوْبِكُمْ وَقُلُوْبِهِنَّ

(સૂરએ અહ્ઝાબ, આ. નં. ૫૩)

અર્થ : જ્યારે તમે સ્ત્રીઓથી કોઈ વસ્તુનો સવાલ કરો તો પરદાની પાછળથી કરો. એમાં વધારે પાકીઝગી છે તમારા દિલો માટે એમના દિલો માટે.

આ આયતે કરીમામાં એ વાતને શીખવવામાં આવી કે જો કોઈ સહાબીએ ઉમ્મતની માંઓથી કોઈ વસ્તુ માંગવાની જરૂરત પડે તો તે પરદાની પાછળથી માંગે અને જો ચાર દિવાલોનો પરદો ન હોય તો ચાદરનો પરદો તો હોવો જોઈએ. એકબીજાની સામે થવું જાઈઝ નથી. અહીં એક વાત ખૂબ જ મહત્ત્વની છે કે એક તરફ સહાબએ કિરામ (રદિ.)ની મુકદ્દસ–પાક જમાઅત છે તો બીજી બાજુ અઝ્વાજે મુતહ્હરાત જેવી પાકીઝા માંઓ છે, તેમ છતાં પણ તેમને પરદાની પાછળથી વાતચીત અને લેવડ–દેવડનો હુકમ આપવામાં આવ્યો. સાથે એ વાતનો ખુલાસો પણ કરી દેવામાં આવ્યો કે આ તમારા અને એમના દિલોની પાકીઝગી માટે સૌથી ઉત્તમ છે.

આ આયતે કરીમામાં અઝ્વાજે મુતહ્હરાત જેવી પાકીઝા સ્ત્રીઓને હુકમ આપવામાં આવ્યો છે તો મારી બહેનો ! આપણે તો એમની સામે કંઈ જ નથી અને વર્તમાન યુગમાં તો શરમ જેવી કોઈ વસ્તુ જ બાકી નથી રહી ત્યારે તમારે પોતાની સુરક્ષા માટે અને પાકદામની માટે ઓઢણી તો પોતાના માથા–છાતી પર જરૂર નાખવી જોઈએ. આજે બજારો, માર્કેટો અને બગીચાઓમાં આપણી જ કેટલીક માં–બહેનોને જોઈએ છે કે તે ઓઢણી વગર છાતીઓ આગળ કાઢીને ચાલે છે. આપણે એ વાતને ખૂબ સારી રીતે સમજી લેવી જોઈએ કે ઈસ્લામ વિશ્વનો સૌથી સર્વશ્રેષ્ઠ ધર્મ છે. ભૂતકાળ

માં સ્ત્રીઓ પર કેવા કેવા અત્યાચારો આચરવામાં આવતા હતા, જ્યારે દુનિયામાં ફક્ત અંધકાળ અને દમનનો દૌર હતો. લોકો પોતાની દીકરીઓને જીવતી દફનાવી દેતા હતા તેવા સમયમાં અલ્લાહ તઆલાને રહમ આવે છે અને પોતાના પ્યારા નબી (સ.અ.વ.)ને આ દુનિયામાં મોકલે છે. આપ (સ.અ.વ.) લોકોને અંધકાળ અને ઝુલ્મમાંથી કાઢી સીધા રસ્તા તરફ લાવે છે અને સ્ત્રીઓને પુરૂષો બરાબરનો દરજ્જો આપે છે. અલ્લાહ તઆલા માં–બહેનોને પરદો કરવાની તૌફિક આપે, (આમીન).

આ આયતના શાને નુઝૂલમાં (આયતના ઉતરવાનું કારણ) ઘણા બધી ઘટનાઓ બયાન કરવાંમાં આવે છે જેમાં કોઈ પણ જાતનો વાંધો નથી. ઈબ્ને અબી હાતીમે સુલૈમાન ઈબ્ને અરકમથી આ નકલ કર્યું છે કે આ આયતના શરૂમાં મહેમાનોના આદાબ બયાન કરવામાં આવ્યા છે કે વિના આમંત્રણે ખાવા માટે ન જાય અને ખાવાની પ્રતીક્ષામાં ન બેસી રહે છે. બીજાઓ પર ભાર બનતા અને વગર દાવતે કોઈના પણ ઘરે ખાવા માટે બેસી જાય અને ખાવાની રાહ જોવે એ યોગ્ય અને ઈસ્લામી સંસ્કાર નથી.

ઈમામ અબ્દ બિન હુમૈદએ હઝરત અનસ (રદિ.) થી રિવાયત નકલ કરી છે કે આ આયતે કરીમા એવા લોકો માટે ઉતરી કે જેઓ ખાવાના સમય પહેલાં આપ (સ.અ.વ.) ના ઘરોમાં જઈને બેસી જતા અને વાતોમાં મશ્ગૂલ રહેતા, એટલે સુધી કે ખાવા તૈયાર થઈ જતું અને તે ખાવામાં શામેલ થઈ જતા હતાં. તેવા લોકો માટે આ હિદાયતો ઉતરી જે શરૂઅ આયતમાં છે, આ કિસ્સાઓ પરદાના અહકામ ઉતરવા પહેલાંના છે જયારે પુરૂષો અને સ્ત્રીઓ ઘરોમાં આવતા જતા હતાં.

બીજો હુકમ જે સ્ત્રીઓના પરદાથી સબંધ રાખે છે તેના શાને નુઝૂલમાં ઈમામ બુખારીએ બે હદીષો નકલ કરી છે. એક હદીષ હઝરત અનસથી છે કે હઝરત ઉમર (રદિ.) એ નબી કરીમ (સ.અ.વ.) થી કહ્યું : એ અલ્લાહના રસૂલ ! તમારી પાસે નેક અને ખરાબ દરેક પ્રકારના માસણો આવતા જતા રહે છે તો આપ અઝ્વાજે મુતહ્હરાતને પરદાનો હુકમ આપો તો આ આયત ઉતારવામાં આવી.

બીજો એક કિસ્સો હઝરત અનસ (રદિ.) થી નકલ કરવામાં આવે છે કે હઝરત અનસ (રદિ.) એ ફરમાવ્યું : આયતે હિજાબની હકીકતથી હું

સૌથી વધુ વાકેફ છું, કેમ કે હું આ કિસ્સા વખતે હાજર હતો. જયારે હઝરત ઝૈનબ બિન્તે જહશ (રદિ.) નિકાહ પછી રૂખસત થઈને આપ (સ.અ.વ.) ના ઘરમાં આવ્યા, અને ઘરમાં આપ (સ.અ.વ.) સાથે હાજર હતા, આપ (સ.અ.વ.) એ વલિમા માટે કંઈક ખાવા બનાવવાનો ઓર્ડર આપ્યો. ખાવા પછી કેટલાક લોકો ત્યાં બેસીને વાતો કરવા લાગ્યા. તરમિઝીની રિવાયતમાં છે કે આપ (સ.અ.વ.) અને હઝરત ઝૈનબ (રદિ.) પણ ત્યાં જ હતાં જે શરમના કારણે પોતાના ચહેરાને દિવાલ તરફ કરીને બેઠા હતા. આ લોકોના આવી રીતે બેસી રહેવાથી આપ (સ.અ.વ.) ને તકલીફ થઈ, આપ ઘરની બહાર આવ્યા અને બીજી અઝ્વાજે મુતહ્હરાતની મુલાકાત માટે તશરીફ લઈ ગયા અને પાછા આવ્યા તો પણ તે લોકો ત્યાં બેઠાં હતા. આપ (સ.અ.વ.) ના પાછા આવવા પછી તેમને એહસાસ થયો તો તેઓ વિખેરાઈ ગયા, અને આપ (સ.અ.વ.) ઘરમાં તશરીફ લઈ ગયા. થોડો સમય વિતયો ન હતો કે આપ (સ.અ.વ.) ઘરની બહાર આવ્યા, અને જે લોકો હાજર હતા તેમને આ આયતે હિજાબ સંભળાવી.

★ **પરદા વિષે ત્રીજી આયત :-**

يَاَيُّهَا النَّبِيُّ قُلْ لِاَزْوَاجِكَ وَبَنٰتِكَ وَنِسَاءِ الْمُؤْمِنِيْنَ

يُدْنِيْنَ عَلَيْهِنَّ مِنْ جَلَابِيْبِهِنَّ ط

(સૂરએ અહ્ઝાબ, આ. નં. ૫૯)

અર્થ : અય નબીએ કરીમ (સ.અ.વ.) કહી દો પોતાની પત્નિઓને અને દીકરીઓને અને મુસલમાન સ્ત્રીઓને કે તે પોતાના મોં ઉપર ઓઢણી અથવા ચાદર નાખી લે.

આ આયતમાં ઓઢણીને પોતાના ચહેરા પર નાખવાનો હુકમ કરવામાં આવ્યો છે. ઓઢણીની ઉપર નકાબ નાખી લે, જેને આજે બુરખાના નામથી ઓળખવામાં આવે છે. તેનાથી લોકો સમજી જાય કે આ સ્ત્રી શરીફ અને શરમવાળી છે. તો તેને કોઈ વ્યક્તિ નહી છેડે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે મુસલમાન સ્ત્રીઓને હુકમ આપવામાં આવ્યો છે કે તે

પોતાનું માથુ અને ચહેરાને ઢાંકી લે. ફક્ત એક આંખ ખુલ્લી રાખે, જેથી તેને જોવામાં તકલીફ ન થાય. આજના યુગમાં બુરખો તેની જગા ગ્રહણ કરે છે.

અહીં પોતાનો ચહેરો છુપાવી લેવાનો હુકમ આપવામાં આવ્યો છે, પરંતુ વર્તમાન યુગનો અભ્યાસ કરવામાં આવે તો પોતાના પૂરા શરીરને જ છુપાવવું જોઈએ, તેમાં જ વધુ ભલાઈ છે.

**★ પરદા વિષે ચોથી આયત :-**

وَلَا يُبْدِينَ زِينَتَهُنَّ اِلَّا مَا ظَهَرَ مِنْهَا

(સૂરએ નૂર, આ. નં. ૩૧)

અર્થ : સ્ત્રીઓ પોતાના શણગારનો દેખાવ ન કરે, પરંતુ જે ભાગો સ્વયં ખુલ્લા રહે છે (તે ખુલ્લા રહે કામકાજમાં તેમાં વાંધો નથી).

સ્ત્રીઓ પોતાના શણગારનો દેખાવ ન કરે, પરંતુ શરીરના તે ભાગો જે ખુલ્લા જ રહે છે. અહિંયા ઝીનતનો અર્થ એ થાય છે કે જે કોઈ પણ વસ્તુ કે જેનાથી માણસ પોતાને ખૂબસૂરત અને દેખાવડો બનાવે છે અહીં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ના મતાનુસાર કપડાં, જવેરાત અને બનાવ–શિંગાર છે. આ વાતની દલીલ કુર્આનની બીજી આયતથી પણ મળે છે.

خُذُوا زِينَتَكُمْ عِنْدَ كُلِّ مَسْجِدٍ .

(સૂરએ અઅ્રાફ, આ. નં. ૩૧)

અર્થ : નમાઝના સમયે પોતાનો પહેરવેશ પહેરી લો. આ આયતમાં ઝીનતનો ભાવાર્થ કપડું છે અને મસ્જિદથી મુરાદ નમાઝ છે. આ આયત મુજબ સ્ત્રીઓ માટે કપડાં અને ઘરેણાંને દેખાડવા ન જોઈએ. આના ઉપરથી સ્પષ્ટ થાય છે કે શરીરના અવયવોને દેખાડવા તો બિલકુલ જાઈઝ નથી. એટલે બુરખો અથવા બહારની ચાદર સિવાય ઉપરના તમામ કપડાંને છુપાવવું અને ઝીનતને છુપાવવું ફર્ઝ છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ઝીનતનો ભાવાર્થ અવયવોના દેખાવનો કર્યો છે તો અર્થ એ થશે કે જયારે કોઈ જરૂરી કામ હોય જેવી રીતે કે બીમારીના ઈલાજની ઓળખ માટે અથવા ગવાહી માટે

અથવા હાકિમ સામે પોતાના ચહેરાને ખોલવો પડે તો મજબૂરીને લઈ જાઈઝ છે. આ વાત ઉપર તમામ ઉલમાએ કિરામ એકમત છે કે જ્યારે સ્ત્રીના ચહેરા તરફ જોવાથી શહવત ઉભરે તો એવી સૂરતમાં સ્ત્રી માટે પોતાના ચહેરાને છુપાવવું ફર્ઝ છે અને પુરૂષ માટે તેની તરફ ન જોવું ફર્ઝ છે.

અહિંયા સ્ત્રીઓને પોતાના બનાવને જાહેર ન કરવાનો હુકમ આપવામાં આવ્યો છે, પરંતુ આજના મોર્ડન યુગમાં તો સ્ત્રીઓ પોતાના માથા પર ઓઢ ણી નાખવાને બદલે પોતાના શરીરના ભાગોને દેખાડતી ફરે છે અને એવા ચુસ્ત અને બારીક કપડાં પહેરે છે કે તેના શરીરના દરેક અવયવો દેખાય છે. બીજા અર્થમાં એમ સમજી લો કે કપડાં તો પહેરે છે પણ ન પહેર્યાં હોય એમ લાગે છે.

આજના ફેશનેબલ યુગમાં જ્યારે રોજ રોજ નવી ફેશનો નીકળી રહી છે ત્યાં જ મુસલમાનોની શાદીમાં અલગ અલગ પ્રકારની ડિઝાઈનના કપડાં તેમજ છેલ્લી હદ સુધીની બેહયાઈ જોવા મળે છે. અલ્લાહ તઆલા મુસલમાનોને આ બુરાઈથી બચાવે, (આમીન).

★ **પરદા વિષે પાંચમી આયત :-**

وَالْقَوَاعِدُ مِنَ النِّسَاءِ الّٰتِىْ لَا يَرْجُوْنَ نِكَاحًا فَلَيْسَ عَلَيْهِنَّ

جُنَاحٌ اَنْ يَّضَعْنَ ثِيَابَهُنَّ غَيْرَ مُتَبَرِّجٰتٍ بِزِيْنَةٍ. وَاَنْ

يَّسْتَعْفِفْنَ • خَيْرٌ لَّهُنَّ وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ

(સૂરએ નૂર, આ. નં. ૬૦)

અર્થ : અને જે સ્ત્રીઓ ઘરમાં બેસી રહે છે, જેમ કે વૃધ્ધા સ્ત્રીઓ જેમને હવે નિકાહની કોઇ તમન્ના રહી નથી, તેણીઓ પર કાંઇ ગુનાહ કે વાંધો નથી. જો તે પોતાના વધારાના કપડા—નકાબ વગેરે ઉતારી દે, પરંતુ એ સમયે પણ પોતાના શણગાર—સુંદરતાને દેખાડતી ન ફરે, જો વધારાના કપડા સાવચેતીરૂપે રહેવા દે તો પણ ઘણું સારૂં છે. અલ્લાહ તઆલા બધી વાતોનો સાંભળનાર અને જાણકાર છે.

શરીઅતમાં વૃદ્ધ સ્ત્રીઓને પરદામાં છૂટ આપવામાં આવી છે, જે

નિકાહના લાયક ન હોય અને પુરૂષોને એમના તરફ આકર્ષણ ન હોય, જે અવયવોને સ્ત્રીઓ માટે મહરમોથી છુપાવવા જરૂરી નથી તે અવયવોને વૃદ્ધ સ્ત્રીઓ માટે ગેરમહરમથી છુપાવવા જરૂરી નથી. આ આયતમાં બનીઠનીને સામે ન આવવા તેમજ ગેર મહરમોથી બચવા માટેનો હુકમ આપવામાં આવ્યો છે. એટલા માટે કે દરેક પડેલી વસ્તુનો ઉઠાવનાર કોઈ ન કોઈ તો જરૂર હોય છે.

અહિંયા વિચારવું જોઈએ કે એક વૃદ્ધ સ્ત્રી માટે પરદાનો હુકમ આપવામાં આવ્યો છે તો જુવાન સ્ત્રીઓ માટે તો પરદો કરવો ફર્ઝ છે.

★ **પરદા વિષે છઠ્ઠી આયત :-**

اَلْمَالُ وَالْبَنُوْنَ زِيْنَةُ الْحَيٰوةِ الدُّنْيَا،

(સૂરએ કહફ)

અર્થ : માલ અને દીકરાઓ દુનિયવી ઝિંદગીની ઝીનત અને રૌનક છે.

આ આયતમાં માલ અને દીકરાને દુન્યવી ઝિંદગીની રૌનક કહેવામાં આવી છે તો દીકરીઓને આનાથી અલગ કરી દેવામાં આવી છે. એટલા માટે કે તે છુપાવવાની વસ્તુ છે તે દેખાડવાની વસ્તુ નથી. આનાથી પણ સ્ત્રીઓના પરદાનો હુકમ સાબિત થાય છે. એટલે મુસલમાન સ્ત્રીઓએ પરદાનો ખૂબ જ એહતેરામ કરવો જોઈએ અને પોતાની પાકીઝગી અને પાકદામનીની સુરક્ષા કરવી જોઈએ.

★ **પરદા વિષે સાતમી આયત :-**

وَقُلْ لِّلْمُؤْمِنَاتِ يَغْضُضْنَ مِنْ اَبْصَارِهِنَّ وَيَحْفَظْنَ
فُرُوْجَهُنَّ وَلَايُبْدِيْنَ زِيْنَتَهُنَّ اِلَّا مَا ظَهَرَ مِنْهَا وَلْيَضْرِبْنَ
بِخُمُرِهِنَّ عَلٰى جُيُوْبِهِنَّ .

(સૂરએ નૂર, આ. નં. ૩૧)

અર્થ : મુસલમાન સ્ત્રીઓને કહી દેવામાં આવે કે તે પોતાની નિગાહો (નજરો)ને નીચી રાખે અને પોતાની શરમગાહોની સુરક્ષા કરે અને પોતાની

સુંદરતાનો દેખાવ ન કરે, પરંતુ તે ભાગો જે કે કામકાજમાં ખુલ્લા રહે છે અને પોતાની ઓઢણીઓ પોતાના માથા, છાતી પર નાખેલી રાખે.

ઉપરોક્ત આયતમાં અલ્લાહ તઆલાએ હુકમ આપ્યો છે કે તે પોતાની નિગાહોની હિફાઝત કરે, એટલે કે ગેરમહરમ પુરૂષો તરફ ન જુએ, તેમજ પોતાની શરમગાહોની હિફાઝત કરે અને પોતાનો શણગાર લોકોને દેખાડતી ન ફરે એટલે કે પોતાની જાતને બનાવી શણગારીને લોકો સમક્ષ ન લાવે. માથાથી પગ સુધી પૂરા શરીરને ઢાંકે, પરંતુ તે ભાગ જે ખુલ્લો રહે છે એટલે હથેળીઓ અને પગ. એને પોતાની ઓઢણીઓથી પોતાની છાતીઓને ઢાંકી લે.

અહિં યગદુદનનો શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે જેનો અર્થ ઓછું કરવું અને નીચું કરવાનો થાય છે. તેનાથી મુરાદ એ છે કે નિગાહોને એવી વસ્તુથી ફેરવી લે કે જેના તરફ જોવું શરઈ રીતે મના છે. ઈબ્ને કસીર અને ઈબ્ને હબ્બાને આજ તફસીર કરી છે. આમાં ગેર મહરમ સ્ત્રી તરફ ખરાબ નિય્યતથી જોવું હરામ અને કોઈ નિય્યત વગર જોવું મકરૂહ છે. કોઈ સ્ત્રી અને પુરુષના સતર તરફ નજર નાંખવી (જરૂરત જેવી રીતે કે ઈલાજ કરવા માટે આ જરૂરત તેનાથી અલગ છે.) કોઈનું ભેદ જાણવા માટે ડોકયા કરવા અને તે બધા જ કામો જેને કરવાથી શરીઅતે રોકયા છે આમાં દાખલ છે.

ઈબ્ને કસીરે હઝરત ઉબયદહ (રહ.) થી નકલ કર્યું છે કે જે વસ્તુથી પણ અલ્લાહની નાફરમાની થાય તે બધા મોટા ગુનાહો છે. પરંતુ આયતમાં શરૂઆત એટલે કે નજર ઉઠાવીને જોવું અને અંત એટલે કે ઝિના છે તેનું વર્ણન કર્યું છે.

પુરૂષોના હુકમમાં તો સ્ત્રીઓ દાખલ હતી તેમ છતાં તેનું વર્ણન બીજી આયત દ્વારા તેની જરૂરતને બતાવવા માટે કરવામાં આવ્યું. એનાથી જણાય છે કે સ્ત્રીઓએ પોતાના મહરમો સિવાય બીજા કોઈ પુરૂષને જોવું હરામ છે. કેટલાક ઉલમાનું કહેવું છે કે પુરૂષો તરફ જોવું હરામ છે, પછી તે હવસથી હોય કે કોઈ પણ પ્રકારની નિય્યત વગર હોય. તેઓ દલીલ આપે છે કે હઝરત ઉમ્મે સલમા અને હઝરત મૈમૂના (રદિ.) આપ (સ.અ.વ.) પાસે બઠેલી હતી અને એટલામાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મકતૂમ (રદિ.)

જે નબીના (આંધળા) સહાબી હતા તે આવ્યા. આ વાત પરદાનો હુકમ આવ્યા પછીની છે. તેણી ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ અમને પરદો કરવાનો હુકમ આપ્યો, ઉમ્મે સલમા (રદિ.) કહ્યું કે યા રસૂલુલ્લાહ ! તે તો આંધાળા છે. તો આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે તમે આંધળી છો ? તમે તો એમને જોઈ રહી છો.

કાઝી બયઝાવી (રહ.) આ આયતની તફસીરમાં ફરમાવ્યું કે આયતની ચાહત એ છે કે સ્ત્રી માટે અસલ હુકમ એ છે કે તે પોતાના શણગારની કોઈ પણ વસ્તુને જાહેર ન થવા દે, સિવાય તે અવયવો કે જે હલનચલન અને કામકાજ કરવામાં ખુંલી જાય છે. એમાં બુરખો અને ઓઢણી પણ દાખલ છે, અને ચહેરો અને હઠેળીઓ પણ જયારે કે કોઈ મજબૂર અને જરૂરતથી બહાર નીકળે તો બુરખા અને ઓઢણીનું કોઈક વાર ખુલી જવું અને લેવરદેવરમાં કેટલીક વાર ચહેરા અને હથેળીઓનું ખૂલી જવું તે માફ છે. હાં પુરૂષો માટે ચહેરો અને હથેળીઓ જોવી વગર જરૂરતે જાઈઝ છે તેમ નથી પરંતુ પુરૂષો માટે તો તે જ હુકમ છે કે પોતાની નિગાહોને નીચી રાખે. જો સ્ત્રી જરૂરતને લઈ ચહેરો અને હથેળીઓ ખોલવા પર મજબૂર થઈ જાય તો પુરૂષો માટે જરૂરી છે કે કોઈ પણ શરઈ જરૂરત વગર તેના તરફ ન જુએ. (મઆરિફુલ કુર્આન ભાગ : ૬/૩૮૬)

**★ ઘરેણાંની અવાજ ગેરમહરમોને સંભળાવવું :-**

આ આયતમાં પોતાના શણગારને ગેરમહરમોથી છુપાવવાનો હુકમ આપ્યો છે, તેમજ શૃંગાર કરવાના શરીરના ભાગો. જેવી રીતે કે માથું, છાતી, ગળું વગેરેને છુપાવવું તો વાજિબ છે પોતાના છુપાયેલા શણગારેલા ભાગોને કોઈપણ રીતે જાહેર કરવા જાઈઝ નથી. જો ઘરેણાંમાં ઘુઘરીઓ નાખવામાં આવે કે જેનાથી ઘરેણાં છમછમ વાગે અથવા એક ઘરેણું બીજા ઘરેણાંથી અઠડાય અથવા પગને એવી રીતે જોરથી જમીન પર મારે કે ઘરેણાં અઠડાય અને ઘરેણાંનો અવાજ આવે અને ગેરમહરમ પુરૂષ તેનો અવાજ સાંભળે તો તે આ આયતની રોશનીમાં તે નાજાઈઝ છે. મુફતી સાહેબોએ ફરમાવ્યું : કે જ્યારે આ આયતથી ગેરમહરમ પુરૂષોને ઘરેણાંની અવાજ સંભળાવવું નાજાઈઝ સાબિત થયું તો સ્ત્રીઓએ પોતાના અવાજને સંભળાવવું એનાથી પણ વધુ નાજાઈઝ સાબિત થયું. એટલા માટે સ્ત્રીના

અવાજને સતરમાં દાખલ હોવાનું કહેવામાં આવ્યું. નવાઝિલમાં લખ્યું છે કે સ્ત્રીઓએ જ્યાં સુધી થઈ શકે ત્યાં સુધી દીની તા'લીમ સ્ત્રીઓથી જ લેવી જોઈએ, પરંતુ પુરૂષોથી તા'લીમ લેવી મજબૂરીના સમયે જાઈઝ છે.

**★ સ્ત્રીઓની અવાજનો મસ્અલો :-**

શું સ્ત્રીઓનો અવાજ સતરમાં દાખલ છે અને ગેરમહરમોને અવાજ સંભળાવવું જાઈઝ છે ? આ મસ્અલામાં ફિકહવિદો મતભેદ છે. ઈમામ શાફિઈ (રહ.)ની કિતાબમાં સ્ત્રીના અવાજને સતરમાં દાખલ નથી કરવામાં આવ્યો અને ઈમામ અબૂ હનીફા (રહ.)થી ભિન્ન રિવાયતો છે. ઈબ્ને હુમામ (રહ.)ના નવાઝિલની રિવાયતના કારણે સ્ત્રીના અવાજને સતરમાં દાખલ કર્યો છે એટલા માટે હનફીય્યાના નઝદીક સ્ત્રીઓની અઝાન મકરૂહ છે, પરંતુ હદીસથી સાબિત છે કે અઝ્વાજે મુતહ્હરા—ઉમ્મતની માંઓ પરદાના હુકમ પહેલા પણ પરદાની પાછળથી જરૂરતના લઈ ગેરમહરમો સાથે વાતો કરતા હતા. આ વાતથી જાણવા મળ્યું કે જે જગામાં સ્ત્રીના અવાજથી ફિત્નો ફેલાય ત્યાં સ્ત્રીઓ માટે ગેરમહરમ પુરૂષોથી વાતચીત કરવી મકરૂહ છે. (વલ્લાહુ અઅ્લમ)

**★ ખૂશ્બૂ લગાવીને બહાર નીકળવું :-**

આ હુકમમાં સ્ત્રીઓ માટે જયારે વગર જરૂરતે ઘરથી બહાર નીકળવું પડે ત્યારે ખૂશ્બૂ લગાવીને બહાર ન નીકળે કેમ કે તે પણ તેની એક ઝીનતમાં ગણાય છે અને ગેરમહરમ સુધી ખૂશ્બૂ પહોંચે તે નાજાઈઝ છે. તિરમિઝી શરીફમાં હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)થી હદીષ મનકૂલ છે, જેમાં ખૂશ્બૂ લગાવીને બહાર નીકળનાર સ્ત્રીઓને ખરાબ કહેવામાં આવી છે. જયારે આજની સ્ત્રીઓ ખૂશ્બૂ લગાડીને બહાર નીકળે છે અને તે એટલા માટે કરે છે કે બીજા પુરૂષો તેમની તરફ આકર્ષાય. તો જાણી લે કે આ એક ગુનાહતું કાર્ય છે.

**★ ફેશનેબલ બુરખો પહેરીને નીકળવું પણ નાજાઈઝ છે :-**

ઈમામ જસ્સાસ (રહ.)એ ફરમાવ્યું : કે જયારે ઘરેણાંના અવાજને જાહેર કરવાનું કુર્આને ઝીનતમાં દાખલ કરી તેનાથી બચવાનો હુકમ આપ્યો. તો રંગબેરંગી કલરના અને ડિઝાઈનવાળા બુરખા પહેરીને નીકળવું તો

તેના કરતાં પણ ખરાબ છે. એટલા માટે કે શરીરની ઝીનતને છુપાવવા માટે તો બુરખો પહેરવામાં આવે છે અને જો ફેશનેબલ બુરખો પહેરવામાં આવે તો તે ભૂંનું નામ પાણી જ થયું એટલા માટે રંગબેરંગી ડિઝાઈનવાળા બુરખા ન પહેરવા જોઈએ. (મઆરિફુલ કુર્આન : ૬/૩૯૪)

## ★ પરદાની દલીલો અહાદીષની રોશનીમાં ★

હાફિઝ ઈબ્ને કસીર (રહ.)એ પોતાની તફસીરમાં લખ્યું છે કે નેકબખ્ત અને ઈઝ્ઝતવાળી સ્ત્રીનું નિશાન તેનો ગુંઘટ છે. એટલા માટે કે બદમાશ અને ખરાબ નિય્યતવાળો વ્યક્તિ તેની છેડતી કરી શકશે નહી.

**(૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે :**

اَمَرَ اللّٰهُ نِسَاءَ الْمُؤْمِنِيْنَ اِذَا خَرَجْنَ مِنْ بُيُوْتِهِنَّ فِىْ

حَاجَتِهٖ اَنْ يُغَطِّيْنَ وُجُوْهَهُنَّ مِنْ فَوْقِ رُؤُسِهِنَّ

بِالْجَلَابِيْبِ وَيُبْدِيْنَ عَيْنًا وَاحِدَةً.

(તફસીરે ઈબ્ને કસીર, ભાગ–૩/૫૧૯)

અર્થ : અલ્લાહ તઆલાએ મુસલમાન સ્ત્રીઓને હુકમ આપ્યો છે કે તે કોઈ જરૂરત માટે ઘરેથી બહાર નીકળે તો પોતાનો ચહેરો અને માથાને ચાદર (ઓઢણી)થી ઢાંકી લે. અને ફક્ત એક જ આંખ ખુલ્લી રાખે.

હદીષ શરીફમાં અવરતનો શબ્દ આવ્યો છે, તેનો અર્થ છુપાવવાની વસ્તુ થાય છે. સ્ત્રીઓ પર જરૂરી છે કે તે પોતાને ગેરમહરમોથી છુપાવે. જો ઘરમાં રહીને છુપાવે તો તે સૌથી અફઝલ છે. કેમ કે કોઈ પુરૂષ તેના શરીર અને તેની ચાલઢાલને નિહાળી નહી શકે. જો કોઈ શરઈ કામ માટે ઘરેથી બહાર નીકળવાનું થાય તો શરીર અને શણગારને ચાદર અથવા બુરખાથી છુપાવી લે. એવું ન થાય કે કોઈ હવસખોરની નજર તેના પર પડે અને તે તેની ઈઝ્ઝત ખરાબ કરવા માટેનો કોઈ પ્લાન બનાવે.

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે એકવાર હું નબીએ કરીમ

(સ.અ.વ.)ની ખિદમતમાં હાજર હતો. આપે સ.અ.વ. સહાબાએ કિરામ (રદિ.)ને સવાલ કર્યો કે સ્ત્રીઓ માટે કઈ વસ્તુ સૌથી ઉત્તમ છે. તો બધા સહાબાએ કિરામ (રદિ.) ચૂપ રહયા. એટલામાં મારે ઘરે જવાનું થયું તો મેં હઝરત ફાતિમા (રદિ.)થી આ જ સવાલ પૂછયો તો તેમણે મને જવાબ આપ્યો કે સ્ત્રીઓ માટે સૌથી સારી વસ્તુ એ છે કે તે ન પુરૂષોને જુએ અને ન પુરૂષો તેમને જુએ. મેં આ જવાબ નબીએ કરીમ (સ.અ.વ.)ની સમક્ષ કહી સંભળાવ્યો તો આપ (સ.અ.વ.) ખૂશ થયા અને ફરમાવ્યું કે તે મારા શરીરનો એક ભાગ છે. (મઆરિફુલ કુર્આન, ભાગ–૭/૨૧૬)

**(૨) એક હદીષમાં છે :**

اَلْحَيَاءُ مِنَ الْإِيْمَانِ.

(મિશ્કાત શરીફ : ૧/૧૨)

અર્થ : હયા ઈમાનનો એક અંગત ભાગ છે.

પરદો એ હયાની નિશાની છે અને હયા સ્ત્રીઓની તબિયતમાં શામિલ છે, જ્યારે સ્ત્રીઓ પોતાની તબિયતના વિરુદ્ધ કરે છે તો તે બેહયા બની જાય છે અને શરમ–હયાને એક તરફ મૂકી દે છે.

**(૩) નબીએ કરીમ (સ.અ.વ.)નું ફરમાન છે :**

اِذَا لَمْ تَسْتَحْيِ اِعْمَلْ مَا شِئْتَ.

(ઈબ્ને કસીર, ભાગ–૩/૪૮૨)

અર્થ : જ્યારે તુ બેહયા બની જાય ત્યારે તુ જે ઈચ્છે તે કર.

ઉપરોક્ત હદીષથી સાબિત થયું કે બેહયાઈ બેપરદગીનું કારણ છે. અલ્લાહ તઆલા કોઈને પણ હયા જેવી નેઅમતથી મહરૂમ ન ફરમાવે. (આમીન).

**(૪) હદીષમાં નબીએ કરીમ (સ.અ.વ.)નું ફરમાન છે :**

اَلْمَرْءَةُ عَوْرَةٌ فَاِذَا خَرَجَتْ اِسْتَشْرَفَهَا الشَّيْطَانُ.

(ઈબ્ને કસીર, ભાગ–૩/૪૮૨, મિશ્કાત : ૨/૨૬૯)

અર્થ : સ્ત્રી છુપાવવાની વસ્તુ છે, જ્યારે તે ઘરેથી નીકળે છે તો શયતાન તેને તાકે છે.

શયતાન તાકે છે તેના બે અર્થ થઈ શકે, એક તો એ કે શયતાન સ્ત્રીને ઘરેથી નીકળતી જુએ છે તો ખૂશ થાય છે કે હવે હું એને ગેરમહરમની તરફ અને ગેરમહરમને તેની તરફ આકર્ષીશ. શયતાન સ્ત્રીને બૂરી નજરનું નિશાન બનાવે છે. અને ગેરમહરમને તેની જાળમાં ફસાવે છે.

બીજો અર્થ એ કે શયતાની અને હવસખોરીની ઝિંદગી ગુજારનારા લોકો જ્યારે સ્ત્રીને ઘરની બહાર નીકળતી જુએ છે તો તેઓ તેને લાલચભરી નજરોથી જુએ છેં. આવા ફાસિક લોકો શયતાનના ચેલા હોય છે. એમના તાકીને જોવાને શયતાનનું તાકીને જોવું પણ કહેવામાં આવે છે.

**(૫) નબીએ કરીમ (સ.અ.વ.)નો ઈરશાદ છે :**

مَا تَرَكْتُ بَعْدِيْ فِتْنَةً اَضَرَّ عَلَى الرِّجَالِ مِنَ النِّسَاءِ.

(મિશ્કાત શરીફ, કિતાબુન્નિકાહ : ૨/૨૬૭)

અર્થ : મેં મારા પછી પુરૂષો માટે સ્ત્રીઓથી વધુ મોટો ફિત્નો નથી છોડયો.

આ હદીષથી ફલિત થાય છે કે સ્ત્રી પુરૂષો માટે સૌથી મોટી પરીક્ષા છે. ફિકહવિદોએ લખ્યું છે કે પરદો વાજિબ થવાનું કારણ ફિત્નો છે. એટલા માટે વૃદ્ધ સ્ત્રી કે જેની તરફ પુરૂષોની હવસ ઉત્તેજિત થતી નથી તે માટે તેને પરદામાં છૂટ આપવામાં આવી છે. જવાન સ્ત્રી તરફ પુરૂષોની હવસ વધુ ઉત્તેજિત થાય છે એટલા માટે તેણે પરદામાં રહેવું જોઈએ. જો સ્ત્રી કોઈ જરૂરતથી ઘરની બહાર આવે તો પરદાની સાથે નીકળે, કારણ કે તેનાથી શયતાન પુરૂષોને ફિત્નામાં ન નાખે.

**(૬) ઈમામ અહમદ (રહ.)એ ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આઈશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત નકલ કરી છે :**

كُنْتُ اَدْخُلُ بَيْتِيَ الَّذِىْ فِيْهِ رَسُوْلُ اللّٰهِ صلى الله عليه وسلم وَاِنِّىْ

وَاضِعٌ ثَوْبِىْ اَقُوْلُ اِنَّمَا هُوَ زَوْجِىْ وَاَبِىْ.

અર્થ : હું એ રૂમમાં દાખલ થતી હતી, જે રૂમમાં નબી (સ.અ.વ.) દફન થયેલા છે તો હું મારી ચાદરને મૂકી દેતી હતી અને કહેતી હતી કે અહિંયા ફક્ત મારા પતિ છે અને મારા વાલિદ છે, પરંતુ જ્યારે હઝરત ઉમર (રદિ.) દફન થયા ત્યાર પછી અલ્લાહની કસમ શરમના કારણે સારી રીતે પરદો કરી લેતી હતી.

ઉપરોક્ત વાતથી પરદાની એહમિયતનો અંદાઝ આવે છે કે હઝરત આઈશા સિદ્દીકા (રદિ.) કબરમાં દફન થયેલા માણસથી પણ પરદો કરતા હતા, જ્યારે વર્તમાન યુગની સ્ત્રીઓ તો જીવતા જાગતા પુરૂષોથી પણ પરદો નથી કરતી. દીનદાર સ્ત્રીઓ માટે હઝરત આઈશા (રદિ.)નો અમલ રોશનીનો મીનાર છે.

(૭) હદીષ શરીફમાં આવ્યું છે :

وَكَانَتْ حَفْصَةُ وَعَائِشَةُ يَوْماً عِنْدَ النَّبِيِّ صلى الله عليه وسلم جَالِسَتَيْنِ فَدَخَلَ اِبْنُ اُمِّ مَكْتُومٍ وَكَانَ اَعْمٰى. فَقَالَ النَّبِيُّ صلى الله عليه وسلم اِحْتَجِبَا مِنْهُ. فَقَالَتَا. يَا رَسُوْلَ اللهِ صلى الله عليه وسلم اَلَيْسَ هُوَ اَعْمٰى لَا يُبْصِرُنَا وَلَا يَعْرِفُنَا فَقَالَ اَفَعَمْيَا وَانِ اَنْتُمَا اَلَسْتُمَا تُبْصِرَانِهِ.

(અબૂ દાવૂદ, તિરમિઝી શરીફ)

અર્થ : એક વખતે ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત હફસા અને આઈશા (રદિ.) નબી (સ.અ.વ.) પાસે બેઠા હતા. એટલામાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મક્તૂમ (રદિ.) ઘરમાં દાખલ થયા. આ આંધળા સહાબી હતા. નબી (સ.અ.વ.)એ તે બન્નેને ફરમાવ્યું : પરદો કરો. એમણે કહયું કે અલ્લાહના રસૂલ (સ.અ.વ.) શું આ આંધળા નથી ? અમને ન જોઈ શકે છે અને ન ઓળખી શકે છે. નબી (સ.અ.વ.)એ ફરમાવ્યું, શું તમે બન્ને પણ

આંધળી છો ? શું તમે એમને જોઈ નથી શકતી ?

**(૮) એક હદીષમાં છે :**

نِعْمَ الْعَمَلُ لِنِسَاءِ اُمَّتِى الْعَزْلُ.

અર્થ : મારી ઉમ્મતની સ્ત્રીઓનું સર્વશ્રેષ્ઠ કામ એકાંત અને પુરૂષોથી દૂર રહેવું છે.

આ હદીષમાં સ્ત્રીઓ માટે એકાંતમાં રહેવું ઉત્તમ ગણવામાં આવ્યું છે. આ એકાંત ત્યાં સુધી હંમેશા માટે નથી રહી શકતો જ્યાં સુધી કે તેની આઝાદીને એક હદમાં ન કરવામાં આવે. એટલા માટે શરીઅતે સ્ત્રીઓને ઘરમાં અને પુરૂષોથી દૂર રહેવાનો હુકમ આપ્યો છે.

આ એકાંતને દરેક હાલતમાં જરૂરી ન સમજે, પરંતુ જ્યાં ગેરમહરમ પુરૂષો હોય અને તેમનાથી કોઈ ખરીદ કે વેચાણ કરવું હોય અથવા કોઈ વસ્તુની જરૂરત હોય. જો આવા કંઈક કામની જરૂર પડે તો પરદાની પાછળથી કામને પૂરું કરી લે.

**(૯) એક હદીષમાં આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું :**

عَنْ مَيْمُوْنَةَ بِنْتِ سَعْدٍ وَكَانَتْ خَادِمَةَ النَّبِىِّ ﷺ قَالَتْ قَالَ رَسُوْلُ اللهِ ﷺ مَثَلُ الرَّافِلَةِ فِى الزِّيْنَةِ فِىْ غَيْرِ اَهْلِهَا كَمَثَلِ ظُلْمَةِ يَوْمَ الْقِيَامَةِ لَا نُوْرَلَهَا.

અર્થ : હઝરત મયમૂના બિન્તે સઅદ (રદિ.) જે આપ (સ.અ.વ.)ની ખાદિમા હતી. આપ (સ.અ.વ.)નો ઈરશાદ નકલ કરે છે : એ સ્ત્રી જે પોતાના પતિના સિવાય બીજા પુરૂષો માટે શણગાર કરે છે. તે કયામતના દિવસે એવા અંધકારમાં હશે, જેમાં રોશની જ નહી હોય.

આજની સ્ત્રીઓ પોતાના પતિ સિવાય શણગાર કરીને પુરૂષોની વચ્ચે જાય છે. ખાસ કરીને શાદી જેવા મોકાઓ ઉપર બજારો, માર્કેટો,

ફરવાના સ્થળો ઉપર શણગાર કરીને જાય છે તે સ્ત્રીઓ એવી જગાઓ ઉપર જાય છે જ્યાં દુનિયાની રોશની તો હોય છે, પરંતુ આખિરતની બાબતે અંધકાર હોય છે. આજના યુગમાં એક નવી ફેશનનો ઉદભવ થયો છે કે સ્ત્રીઓ પરદો તો ઓઢે છે, પરંતુ તેના નીચે જીન્સ અને ટીશર્ટ પહેરે છે. બુરખો એ પ્રકારનો હોય છે કે જયારે ચાલે છે ત્યારે તેના વચ્ચે એક ચીરો રાખવામાં આવે છે જ્યાં બટન મારે છે પણ સ્ત્રીઓ નીચેના ભાગને ખુલ્લો રાખે છે જેથી તે નિહાળી શકાય છે.

**(૧૦) એક હદીષમાં છે :**

مَا مِنْ صَبَاحٍ اِلَّا وَمَلَكَانِ يُنَادِيَانِ وَيْلٌ لِّلرِّجَالِ مِنَ النِّسَاءِ وَوَيْلٌ لِّلنِّسَاءِ مِنَ الرِّجَالِ.

(ઈબ્ને માજહ શરીફ)

અર્થ : કોઈ પણ પરોઢ એવી નથી હોતી કે જેમાં બે ફરિશ્તાઓ એલાન ન કરી રહયા હોય તેઓ કહે છે કે બરબાદી છે પુરૂષો માટે સ્ત્રીઓથી અને સ્ત્રીઓ માટે પુરૂષોથી.

પુરૂષો અને સ્ત્રીઓમાં અલ્લાહ તઆલાએ કુદરતી રીતે એક જબરદસ્ત આકર્ષણ રાખ્યુ છે. અને બન્ને એકબીજા માટે બરબાદીનો પેગામ છે. આ બરબાદી અને આકર્ષણથી બચવા માટેનો સર્વશ્રેષ્ઠ તરીકો એ જ છે કે સ્ત્રીઓ શરીઅતના હુકમ મુજબ પરદો કરે અને તેમાં જરા બરાબર સુસ્તી ન કરે.

**(૧૧) એક હદીષમાં છે :**

لَعَنَ رَسُوْلُ اللهِ صلى الله عليه وسلم الرَّجُلَ يَلْبَسُ لِبْسَةَ الْمَرْأَةِ وَالْمَرْأَةَ تَلْبَسُ لِبْسَةَ الرَّجُلِ.

(અબૂ દાઉદ શરીફ)

અર્થ : હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે આપ (સ.અ.વ.)નો

ધિક્કાર છે એવા પુરૂષો પર જે સ્ત્રીઓનો પોશાક પહેરે અને તે સ્ત્રીઓ પર જે પુરૂષોનો પોશાક પહેરે.

ઉપરોક્ત હદીષ મુજબ જે પુરૂષો સ્ત્રીઓનો અને જે સ્ત્રીઓ પુરૂષોનો પોશાક પહેરે છે તેઓ પર હુઝૂર (સ.અ.વ.)નો ધિક્કાર છે. વર્તમાન કાળમાં આ હદીષની હકીકત સાચી સાબિત થઈ રહી છે. આજે સ્ત્રીઓના ફ્રોક દૂટી સુધીના નાનકડા, ઊંચા અને સલવાર ઘુંટણની ઉપર થઈ ગઈ છે, જ્યારે પુરૂષો સ્ત્રીઓનો પોશાક પહેરે છે.

એક વાર હઝરત આઈશા (રદિ.)ને કોઈકે પૂછયું કે એક સ્ત્રી પુરૂષોના બુટ પહેરે છે તો આપે (રદિ.) ફરમાવ્યું કે આપ (સ.અ.વ.)એ આવી સ્ત્રીઓ પર ધિક્કાર ફરમાવ્યો છે.

## ★ બુદ્ધીમત–અકલી દલીલો ★

★ એક વૃદ્ધ વ્યક્તિ ટ્રેનમાં સફર કરી રહયા હતા. રસ્તામાં કોઈ સ્ટેશન પરથી એક નવજવાન કોટ–પાટલુન પહેરેલો ટ્રેનમાં આવ્યો. થોડી વાર પછી તે નવજવાને વૃદ્ધ વ્યક્તિને કહયું કે આપ મને ઈસ્લામના ધર્મગુરૂ લાગો છો. જો તમે ઈજાઝત આપતા હોય તો હું તમને એક સવાલ કરૂં. વૃદ્ધ વ્યક્તિએ કહયું, પૂછો. નવજવાને કહયું : ઈસ્લામ એ વાતની ઈજાઝત કેમ નથી આપતો કે પુરૂષો અને સ્ત્રીઓ સાથે મળીને કામ કરે ? તે વૃદ્ધ વ્યક્તિએ કુર્આન અને હદીષની રોશનીમાં કેટલાક જવાબો આપ્યા, પરંતુ તે નવજવાનને સંતોષ ન થયો. તેણે કહયું કે તમે મને અકલી દલીલ–બુદધીમત આપીને સમજાવો. વૃદ્ધ વ્યક્તિએ કહયું કે જયારે પુરૂષ અને સ્ત્રી એક સાથે કામ કરે તો દિલ એકબીજાની તરફ આકર્ષાય અને હસી–મજાક થાય તો કેટલી કુંવારી છોકરીઓ વગર નિકાહે માં બની જાય અને સમાજમાં ફસાદ અને ફિત્નાઓ ફેલાય. નવજવાને કહયું કે માણસ પોતાની ઉપર કાબૂ રાખે તો શું વાંધો છે ? વૃદ્ધ વ્યક્તિએ વિચાર્યું કે તેને વાત સીધી રીતે સમજમાં આવતી નથી. તે જવાનની બુદધી અંધ છે. તેના દિમાગ પર પરદો પડેલો છે એટલે તેને બીજી કોઈ રીતથી સમજાવવો જોઈએ. તેમની પાસે એક લીંબુ હતું. તેમણે તેના ચાર ટુકડા કર્યા અને તેને ચુસવા લાગ્યા. ગરમીના કારણે તે નવજવાન તેમની તરફ લાલચભરી નઝરોથી જોવા લાગ્યો. વૃદ્ધ વ્યક્તિએ કહ્યું, આવી રીતે મારી તરફ કેમ

જુઓ છો ? નવજવાને કહયું કે લીંબુ જોઈને મોંમાં પાણી આવી જ જાય છે. વૃદ્ધ વ્યક્તિએ કહયું કે હવે પોતાના પર કાબૂ રાખવાની વાતનું શું થયું ? લીંબુ જોઈને મોંમાં પાણી આવી જાય છે તો શું ગેરમહરમ સ્ત્રીને જોઈને ગુનાહનો વિચાર દિલમાં ન આવે ? અને આ જ વસ્તુ બળાત્કારનું કારણ બને છે. આ વાતથી બચવા માટે જ ઈસ્લામે સ્ત્રીઓને પરદાનો હુકમ આપ્યો છે. જો કોઈ વસ્તુની જરૂરત હોય અને ઘરમાંથી બહાર નીકળવું પડે તો ગેરમહરમ પુરૂષોની નિગાહ (નજરો) તેના પર ન પડે અને તે મુશ્કેલીઓમાં ન ફસાય તે માટે પરદાનો હુકમ આપ્યો. નવજવાને શરમના કારણે પોતાના ચહેરાને ઝુકાવી લીધો.

★ જો કોઈ વ્યક્તિને એક લાખ રૂપિયા પહોંચાડવાનું કામ સોંપવામાં આવે અને તેને બીજા શહેરમાં મોકલવામાં આવે. રકમ પહોંચાડવા માટે તો પહેલાં તે ગભરાશે અને તેને એ પણ કહેવામાં આવે કે આ રકમ તેને જાતે જ જઈને પહોંચાડવાની છે. કોઈપણ બેંકથી ટ્રાન્સફર કરાવ્યા વગર, તો તે વ્યક્તિ રકમને પોતાના ચોર પોકેટમાં સંતાડી દેશે અને આખી મુસાફરી દરમ્યાન ચિંતામાં રહેશે. તે ક્યારેય પણ એવું નહી કરે કે સ્ટેશન પર બધાની સામે તે પૈસાને કાઢીને ગણવાનું શરૂ કરી દે.

એવી જ રીતે કોઈ નેક અને પાકદામન સ્ત્રીને જ્યારે ઘરની ચાર દિવાલોની બહાર નીકળવાની જરૂરત પડશે તો તે ગભરાશે. જો કોઈ મજબૂરી અથવા જરૂરત હશે તો તે પરદાની હાલતમાં ઘરની બહાર નીકળશે અને એ વિચારમાં રહેશે કે કોઈ બદમાશ વ્યક્તિ તેની પાછળ ન પડી જાય. એ ક્યારેય શક્ય નથી કે તે ગેરમહરમ પુરૂષોની વચ્ચે જઈને પોતાની ખૂબસૂરતી અને શણગારને દેખાડતી ફરે અને પોતાની ઈઝ્ઝતને લૂંટાવી દે અને જો કોઈ હવસખોર વ્યક્તિ તેની સાથે થઈ ગયો, તો તેની ઈઝ્ઝત પણ લૂટી લેશે અને તેને મારી પણ નાખશે. ઈસ્લામી શરીઅતે સ્ત્રીઓને એટલા માટે પરદાનો હુકમ આપ્યો છે કે કોઈ તેમની ઈઝ્ઝત અને પાકદામની–શિયળ સુરક્ષામાં હાથ ન નાખે. આજના યુગમાં ફેશનેબલ કપડાં પહેરી બેપરદા જે સ્ત્રીઓ બજારો, માર્કેટોમાં ફરે છે તેમને છેડતી કરવાની વાતો દૈનિક સમાચાર પત્રોમાં રોજ આવે છે તે બીજાઓને ખેલ દેખાડતી દેખાડતી જાતે જ શિકાર થઈ જાય છે.

★ જો કોઈ વ્યક્તિ માંસવાળાની દુકાનેથી માંસ ખરીદે તો તેને થેલી અથવા કપડામાં સંતાડે છે. ક્યારેય એવું નથી બન્યું કે તે માંસને ખુલ્લો

હાથમાં પકડીને લઈ જાય. જો તે આવું કરશે તો તેને એ વાતનો ખતરો રહે છે કે ગીધ, કાગડો વગેરે તેના ઉપર તડાપ મારીને માંસ લઈ જશે.

એવી જ રીતે જ્યારે કોઈ સ્ત્રી પરદા વગર ઘરેથી બહાર નીકળે છે તો માણસની સૂરતમાં ચિત્તાઓ તેને તાકી તાકીને જુએ છે અને કેટલીક વખતે તો તેની ઈઝ્ઝતનું પાણી પણ વહાવી દે છે. એટલા જ માટે નેક સ્ત્રીઓ ઘરની બહાર નીકળે છે તો પોતાને બુરખામાં છુપાવી લે છે, કારણ કે તેની જાનમાલ અને ઈઝ્ઝત–આબરૂ પર કોઈ હમલો ન કરે.

જે લોકો પોતાની જવાન પુત્રીઓને વગર પરદે નીકળવા દે છે તો તેમની પાસે તેમની પુત્રીઓની કિંમત માંસ બરાબર પણ નથી ? વિચારવા જેવી વાત તો એ છે કે જો પક્ષીઓ માંસને લૂટી લે તો તેની કિંમત તો ચૂકવી શકાય છે, પરંતુ જો કોઈ વ્યક્તિ પુત્રીની ઈઝ્ઝતને લૂંટી લે તો આ નુકસાનની ભરપાઈ કોઈ નથી કરી શકતું અને ઈઝ્ઝતના કાંકરા થઈ જાય છે. હવે અફસોસ કરવાથી કંઈ જ નથી થતું, જ્યારે ચકલીઓ ખેતર ચરીને નાસી જાય !!

★ દરેક વ્યક્તિને અલ્લાહ તઆલાએ પ્રકૃતિની દષ્ટિએ ગયરત અને મર્યાદા આપી છે. તે ક્યારેય એવું પસંદ નથી કરતો કે કોઈ ગેરમહરમ તેની ઘરની માં–બહેનો તરફ ખરાબ નજરથી જુએ. જો તે પોતાના ઘરની સ્ત્રીઓને બુરાઈ કરતાં જોઈ લે તો તે થોડું પણ સહન કરી શકતો નથી. એટલે સુધી કે તેને મારી નાંખવા માટે તૈયાર થઈ જાય છે.

આજકાલ દૈનિક સમાચાર પત્રોમાં આવા સમાચારો છપાતા રહે છે. એક સ્ત્રીની બેપરદગી કેટલા કુટુંબોની ઈઝ્ઝતને માટીમાં મેળવી દે છે. એટલા માટે જ બુધ્ધીના આધારે સ્ત્રીઓએ પરદો કરીને જ ઘરમાંથી બહાર આવવું જોઈએ અને પુરૂષો પોતાની નજરોને નીચી રાખે, તાકે સમાજમાં ફસાદ ન ફેલાય.

## ★ સ્ત્રીઓ વિષે આપ (સ.અ.વ.)નું ફરમાન ★

نَاقِصَاتُ عَقْلٍ وَدِيْنٍ.

(મિશ્કાત શરીફ : ૧/૧૩)

અર્થ : સ્ત્રી બુધ્ધીમતે અને દીન ઉપર અમલ કરવા બાબતે પૂર્ણ નથી.

સ્ત્રીઓની તબિયત એવી હોય છે કે તે જલ્દી ફસાય જાય છે, જલ્દીથી ફસાવી પણ કાઢે છે. મોટા મોટા જાણકારોની અકલ પર પરદો નાંખી દે છે. તેમનામાં જુસ્સો પણ ખૂબ હોય છે. એટલા માટે જ શરીઅતમાં તલાક આપવાનો હક્ક પુરૂષને આપવામાં આવ્યો છે. જો સ્ત્રીને તેનો હક્ક આપવામાં આવે તો તે એક દિવસમાં સિત્તેર વખતે તલાક આપે અને સિત્તેર વખતે પાછી ફરે. કોઈથી ખૂશ થઈ જાય તો પોતાનું બધું જ તેના પર લૂંટાવી દે અને જો કોઈથી નારાજ થઈ જાય તો તેને જીવતો જોવાનું પણ પસંદ ન કરે. કામ કરવા માટે તેના દિલમાં ઈચ્છા હોય છે પણ મના કરતી રહે છે. થોડી ભૂલચૂક પર પતિની ખૂશીભરી ઝિંદગી પર પાણી ફેરવી દે છે. કહે છે મેં તારા ઘરે આવીને શું જોયું ? તું કંઈ પણ કરે છે પોતાના માટે કરે છે. તેં મારા માટે શું કર્યું ? થોડી થોડી વાતો પર નારાજ થઈ જાય છે. માલની મુહબ્બત પણ ખૂબ હોય છે. ઈર્ષાની આગમાં બળીને ખાખ થઈ જાય છે. ફેશનની આશિક હોય છે તે વિચારે છે, જે કપડાં તે પહેરે છે તે બીજું કોઈ ન પહેરે.

જો કોઈ તેના વિષે સારી વાત કહે તો ફુગ્ગાની માફક ફૂલી જાય છે. દુશ્મનને પણ દોસ્ત બનાવી લે છે. તબિયતના આ ઉતાર–ચઢાવના કારણે તેને અધૂરી અકલવાળી કહેવામાં આવે છે. એટલા જ માટે તેને ઘરમાં રહેવાનો હુકમ આપ્યો છે. જો કોઈ વ્યક્તિ ગાંડો હોય તો તેને પાગલખાનામાં રાખવામાં આવે છે. સ્ત્રીઓ અકલ પ્રમાણે અધૂરી હોય છે. એટલા માટે તેમને ઘરમાં રહેવાનો હુકમ આપ્યો છે અને જ્યારે ઘરની બહાર નીકળે તો એક પુરૂષ સાથે ઘરની બહાર આવે, કેમ કે તે કોઈનું ઈમાન ખરાબ ન કરે અને કોઈ તેની ઈઝ્ઝત ન લૂટે.

**★ શરઈ પરદાના ત્રણ પ્રકાર છે :-**

કુર્આનની આયતો પર વિચાર કરવામાં આવે તો શરઈ પરદાના ત્રણ પ્રકાર સ્પષ્ટ થાય છે. સ્ત્રીઓ જુદા જુદા પ્રકારના સંજોગોમાં તે મુજબ અમલ કરે. શરીઅતે ઈન્સાની હાલત પ્રમાણે તેમાં ઘણી ઢીલ આપી છે. પરદો ફિત્નાથી બચવા માટે છે.

**(૧) સર્વશ્રેષ્ઠ પ્રકાર :-**

وَقَرْنَ فِی بُیُوْتِکُنَّ.

અર્થ : તમો પોતાના ઘરોમાં રહો. (ઉમ્મતની માંઓને આ સંબોધન છે.)

સ્ત્રીઓ માટે પરદાની સૌથી શ્રેષ્ઠ સૂરત એ જ છે કે તે ઘરમાં રહે અને ઘરમાં જ પોતાનો સમય પસાર કરે અને જો કામકાજથી પરવારી જાય તો ઘરના આંગણામાં રહે અને ત્યાં પણ પરદાને ન છોડે. કેટલીક સ્ત્રીઓ ઘરમાં ઝાડુ–પોતું, કપડાં ધોવા, ખાવા પકાવવા જેવાં કામ કરીને થાકી જાય છે. આરામની જરૂરત રહે છે અને સ્ત્રીઓની બધી જ જરૂરતો ઘરમાં પૂરી થઈ જતી હોવાથી તેમના માટે ઘરમાં રહેવું જ બહેતર છે. આ કાર્ય કરનાર સ્ત્રી અલ્લાહની નજદીકીને પ્રાપ્ત કરી લે છે.

**(૨) બીજો પ્રકાર :-**

જો કોઈ કામના કારણે ઘરથી બહાર નીકળવું પડે તો બુરખો અથવા ચાદરને ઓઢી લે.

يُدْنِيْنَ عَلَيْهِنَّ مِنْ جَلَابِيْبِهِنَّ.

અર્થ : પોતાની ઉપર ચાદરને ઓઢી લો.

આજે કેટલીક સ્ત્રીઓ બુરખો પહેરીને શરીરને છુપાવી લે છે અને મોજાઓથી પોતાના પગોના દેખાવને છુપાવી લે છે. આ બધુ ઉપરોક્ત આયત પ્રમાણે જ છે. બુરખાથી શરીરનો અંદાજો આવી જાય, પરંતુ ચહેરાની ખૂબસૂરતી છુપાયેલી રહે છે, જેને લીધે ફિત્નાની બીક ઓછી થઈ જાય છે, હાં ! એ પણ જરૂરી છે કે બુરખા પર એવા ફૂલ–બૂટા ન હોય કે જોનારને એમ લાગે કે અંદર કોઈ પરી છે. આજકાલના હવસખોર પુરૂષો સ્ત્રીઓના શરીરને જોતા તો નથી, પરંતુ તેમના હાથ–પગને જોઈને તેની ખૂબસૂરતીનો અંદાજો તો કાઢી જ લે છે. એટલા જ માટે હાથ–પગને છુપાવવા પણ જરૂરી છે. આ પરદાનો બીજો પ્રકાર છે. આના ઉપર અમલ કરનારી માં–બહેનોને તકવા પર અમલ કરનારી ગણવામાં આવશે.

**(૩) ત્રીજો પ્રકાર :-**

પરદાનો છેલ્લો પ્રકાર એ છે કે કોઈ કારણસર સ્ત્રીને ઘરથી બહાર નીકળવું પડે તો બુરખો એવી રીતે પહેરે કે હાથ–પગ અને આંખો ખુલ્લી રાખે.

وَلَا يُبْدِيْنَ زِيْنَتَهُنَّ اِلَّا مَا ظَهَرَ مِنْهَا.

અર્થ : પોતાના શણગારના ભાગો ન દેખાડે, પરંતુ જે ભાગો ખુલ્લા રહે છે. જેમ કે ચહેરો, હથેળીઓ અને પગ.

સ્ત્રીઓ માટે પોતાના શણગારના ભાગો કોઈપણ ભાગ પુરૂષોને દેખાડવો ન જોઈએ, પરંતુ તે જ ભાગ જે ખુલ્લો રહે છે કિંવા : એટલે કામ કરતી વખતે જે ભાગ ખુલી જાય છે અને જેમને છુપાવવું ઘણું મુશ્કેલ છે ભાગોને ખુલ્લા રાખવામાં કોઈ ગુનોહ નથી. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે તેનો અર્થ હથેળીઓ અને ચહેરો છે, પરંતુ તે સમયે કે જ્યારે ફિત્નાનો ખતરો ન હોય અને જો ફિત્નાનો ડર હોય તો તેને છુપાવવું જરૂરી છે.

ઉપરોક્ત આયતથી સાબિત થાય છે કે કોઈ કામકાજ અથવા લેવડ–દેવડ કરવી પડે જેના લઈ સ્ત્રીના હાથ–પગ અને આંખો ખુલ્લી હોય તો ગુનોહ નથી. જો કે આજના આ યુગમાં જ્યાં હયા અને શરમનું નામોનિશાન નથી રહયું. ત્યાં ચહેરાને છુપાવવો જરૂરી છે, કારણ કે જે ફિત્નો પેદા થવાનો ભય હોય છે એ ચહેરાના ખુલ્લા હોવાના કારણે જ થાય છે. (મઆરિફુલ કુર્આન, ભાગ–૭, પેજ–૨૧૩)

**★ સ્ત્રીઓ કોનાથી પરદો ન કરે ? :-**

પોતાના પતિથી, પોતાના બાપથી, પોતાના પતિના છોકરાથી, મુસલમાન સ્ત્રીઓથી, પોતાની નોકરાણીથી (કાફિર કેમ ન હોય), ખાવા–પીવા માટે પુરૂષો સાથે તુફેલી બની આવતા હોય, પરંતુ તેમની નજર હવસખોરીની ન હોય, એવા નાના બાળકોથી કે જેમને સ્ત્રીઓ વિષે કંઈ ખબર ન હોય (એટલે તે છોકરાઓ જે બાલિગ ન થયા હોય) જેમને સ્ત્રીઓ પ્રત્યે કોઈ જાણકારી ન હોય આટલા વ્યક્તિઓથી પરદો ન કરે. આ બધા સ્ત્રીના મહરમો કહેવાય છે, જેનાથી શાદી જાઈઝ નથી. જેમનાથી શાદી કરવી જાઈઝ છે તે ગેરમહરમો છે. તેમનાથી પરદો જરૂરી છે. (સૂરએ નૂર)

આ સિવાય બધા જ પુરૂષોથી પરદો કરવો વાજિબ છે.

**★ ચહેરાનો પડદો :-**

વર્તમાન યુગમાં કેટલાક લોકોએ એ વાત કહી છે કે ઈસ્લામમાં પરદાનો હુકમ તો છે, પરંતુ તેમાં ચહેરાને છુપાવવો જરૂરી નથી. અહિંયા વિચારવા જેવી વાત તો એ છે કે ચહેરો જ ખૂબસૂરતી અને શણગારની જગા છે અને માણસનો ચહેરો જ ફસાદની જડ છે. એટલા માટે તેને

છુપાવવો જરૂરી છે. કોઈ જરૂરત હોય અથવા ઓળખ માટે ચહેરો ખોલવો પડે તો ઈજાઝત છે. કેટલીક દલીલો નીચે પ્રમાણે છે :

❖ કુર્આન મજીદમાં فَاسْئَلُوْهُنَّ مِنْ وَّرَاءِ حِجَابٍ. નો હુકમ આપ્યો. એટલે કે ઉમ્મતની માંઓ–સ્ત્રીઓથી માંગો તો પરદાની પાછળથી માંગો. જાણવા મળ્યું કે ચહેરાનું છુપાવવું પણ જરૂરી છે. જો ચહેરાને ખુલ્લો રાખવાનો હોત તો વાતચીત પરદા પાછળથી કરવાનો હુકમ ન આપ્યો હોત.

❖ જ્યારે يُدْنِيْنَ عَلَيْهِنَّ مِنْ جَلَابِيْبِهِنَّ. ની આયત ઉતારવામાં આવી તો અઝ્વાજે મુતહ્હરાતને શીખવાડવામાં આવ્યું કે સહાબએ કિરામ (રદિ.)થી પોતાના ચહેરાઓ છુપાવી લે. કોણ કહી શકે છે કે આ આયતના પહેલાં તે ખુલ્લા માથે ફરતી હતી (મઆજલ્લાહ). તેમ છતાં પણ તેમને પરદાની આયત ઉતારીને ચહેરાને છુપાવવાનો હુકમ કરવામાં આવ્યો.

જ્યારે આજે આપણી માં–બહેનો વિચારતી નથી કે તે અઝ્વાજે મુતહ્હરાત અને સહાબા જેવી મુકદ્દસ–પાક જમાઅત જેમનાથી રાજી હોવાનું અલ્લાહ તઆલાએ કુર્આન મજીદમાં ફરમાવ્યું તેમનાથી ચહેરાને છુપાવવાનો હુકમ આપવામાં આવ્યો છે. આપણી તેમની સામે કોઈ હેસિયત જ નથી. તેમ છતાં વર્તમાન યુગની સ્ત્રીઓ ચહેરાઓને બનાવ–શિંગાર કરીને ઘરની બહાર નીકળે છે અને અંતમાં પોતાની બદનામી વહોરે છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) આ આયતની તફસીરમાં ફરમાવે છે કે અલ્લાહ તઆલાએ મુસલમાન સ્ત્રીઓને હુકમ આપ્યો છે કે તે ઘરની બહાર નીકળે તો પોતાના માથા અને ચહેરા પર ઓઢણી નાખી લે. (તફસીરે ઈબ્ને જરીર)

ઈમામ મુહમ્મદ બિન સીરીને હઝરત ઉબૈદા બિન સુફયાન બિન હારિષથી પૂછયું કે આ હુકમ પર અમલ કરવાનો તરીકો શું છે ? તેમણે ચાદર ઓઢી બતાવી અને પોતાની પેશાની, નાક અને એક આંખ છુપાવી અને એક આંખ ખુલ્લી રાખી પ્રેક્ટીકલ કરી બતાવ્યું. (તફસીરે ઈબ્ને જરીર)

❖ હદીષની કિતાબો અબૂ દાવૂદ, તિરમિઝી વગેરેમાં લખવામાં આવ્યું છે કે નબીએ કરીમ (સ.અ.વ.)એ સ્ત્રીઓને એહરામની હાલતમાં ચહેરા પર નકાબ નાખવાથી અને હાથના મોજા પહેરવાથી રોક્યા હતા. તો આ મુબારક વાત પરથી ચહેરાને નકાબથી અને હાથોને મોજાથી છુપાવવાનો રિવાજ ફેલાયો હતો.

❖ હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે તવાફના સમયે જ્યારે પુરૂષો અમારી પાસેથી પસાર થતા અને અમે નબીએ કરીમ (સ.અ.વ.)ની સાથે હોતી ત્યારે અમે ચાદરને માથા પરથી ચહેરા પર ઓઢી લેતી હતી અને જ્યારે તે પસાર થઈ જતા તો અમે ચાદરોને મોં ઉપરથી હટાવી લેતી હતી.

❖ ઝવાજિરમાં ઈબ્ને હજર મક્કી (રહ.)એ ઈમામ શાફઈ (રહ.)ના મઝહબને નકલ કર્યો છે કે સ્ત્રીનો ચહેરો અને હથેળીઓ પડદામાં ન હોવા છતાં તે તેને ગેરમહરમ પુરૂષોને દેખાડવું જાઈઝ નથી.

❖ ઈમામ માલિક (રહ.)નો મશહૂર મઝહબ પણ એ જ છે કે ગેરમહરમ સ્ત્રીના ચહેરાને અને હથેળીઓને શરઈ કારણ વગર જોવું જાઈઝ નથી.

❖ અલ્લામા શામી પોતાના ફતાવામાં લખે છે કે સ્ત્રીઓને તેમના ચહેરા ખોલવાથી રોકવામાં આવે, જેથી પુરૂષ તેને જોઈ ન શકે, કારણ કે ચહેરાના ખોલવાથી શહવતભરી નજરો તેના પર પડી જાય છે. (દુર્રે મુખ્તાર)

❖ અંગ્રેજીમાં કહેવત છે :

Face is index of mind ચહેરો દિમાગની અનુક્રમણિકા હોય છે. એટલા જ માટે કોઈ પણ વ્યક્તિનો ચહેરો જોઈને અંદાજો લગાવી શકાય છે કે તે શરમાળ છે અથવા ખૂશ અથવા દુઃખી છે, એ ચહેરા પરથી આંકવામાં આવે છે એટલે ચહેરાને છુપાવવું જરૂરી છે.

❖ જ્યારે કોઈ છોકરીની શાદી નક્કી કરવામાં આવે છે ત્યારે તેનો ચહેરો જ જોવામાં આવે છે. જો તેનો ચહેરો છુપાવી દેવામાં આવે તો શરીરના બીજા અવયવોથી તેને ઓળખી શકાતી નથી.

ઉપરોક્ત વાતથી જાણવા મળ્યું કે ચહેરાનો પરદો જરૂરી છે.

❖ જો ગેરમહરમ સ્ત્રી–પુરૂષ એકબીજાને જોઈ લે અને આંખો મળી

જાય તો વગર વાતચીતે એકબીજાને મુહબ્બત કરવા લાગે છે.

**આંખો આંખોમેં ઈશારે હો ગએ,**
**હમ તુમ્હારે, તુમ હમારે હો ગએ.**

કેમ કે ચહેરો સૌથી વધુ ફિત્નાની જડ છે. એટલા માટે ચહેરાનો પરદો કરવો જરૂરી છે.

**★ પરદો અને સહાબા (રદિ.) :-**

સહાબા પરદા પર ઘણી સખતીથી અમલ કરાવતા હતા, હાલત કોઈ પણ હોય તે થોડી પણ બેપરદગીને ચલાવી લેતા ન હતાં. હઝરત અબૂ સાઈબ તાબ્ઈ (રહ.) ફરમાવે છે કે હઝરત અબૂ સઈદ ખૂદરી (રદિ.) એક ઘરની તુરફ ઈશારો કરીને મને કહ્યું : આ ઘરમાં એક યુવાન માણસ હતો જે અમારા ખાનદાનનો હતો તેની નવી નવી શાદી થઈ હતી. અમે રસૂલ (સ.અ.વ.) સાથે ગઝવએ ખન્દક માટે નીકળ્યા હતા, તે યુવાન પણ અમારી સાથે હતો. જયારે અર્ધા દિવસ થઈ જતો તો તે આપ (સ.અ.વ.) થી ઈજાઝત લઈને ઘરે આવતો હતો, એક દિવસ તેણે ઈજાઝત માંગી તો આપ (સ.અ.વ.) એ ઈજાઝત આપતા કહ્યું કે તમે હથિયાર સાથે લઈને જાઓ એટલા માટે કે મને ડર લાગે છે કે કબીલએ બની કુરૈઝા તમારી જાન લઈ લેશે. આ વાત સાંભળીને તેણે હથિયાર લઈ લીધા અને ઘર તરફ નીકળ્યો તો અચાનક તેણે નિહાળ્યું કે તેને પત્ની ઘરની બહાર દરવાજાની વચ્ચે ઊભેલી છે તેણે ખંજર ઉગમ્યું તો તેની પત્નીએ કહ્યું : ખંજરને રોકો અને ઘરમાં જુઓ કે મને કોણે બહાર કાઢી ? જેથી તે માણસ ઘરમાં દાખલ થયો તો તેણે એક સાંપને બિસ્તર પર પડેલો નિહાળ્યો, તેણે ખંજર આગળ વધારીને તેને તેમાં લપેટી લીધો અને બહાર લાવી ખંજરને જમીનમાં ખોપી દીધું. સાંપે દધાઈને તેના ઉપર હમલો કરી દીધો અને તેનું મૃત્યુ થઈ ગયું.

અંદાજ લગાવો સહાબીએ એ વાતને પસંદ ન કરી કે તેની પત્ની પરદા વગર ઘરથી બહાર ઊભી રહે. જો તેણી બહાર નીકળવાનું કારણ ન બતાવ્યું હોત તો તે ખંજર તેને મારી દીધું હોત અને તેને ઝખ્મી કરી નાંખી હોત. સહાબાએ વગર પરદે બહાર નીકળવાને કેટલો સંગીન ગુનો ગણતા

હતા. જો આપ (સ.અ.વ.)ના સમયમાં સ્ત્રીઓનું બેપરદા બહાર નીકળવાનો રિવાજ હોત તો સહાબી આટલા બધા ગુસ્સો જાહેર કેમ કરે ? અમે છે કે આપણી સ્ત્રીઓને શણગારને દેખાડવાની ઈજાઝત આપીએ છીએ. કેટલાક તો પોતાની પત્નીનો બીજાઓ સાથે ઓળખાણ પણ કરાવી આપે છે.

**★ હયા તો જિવીત છે. :-**

ઈહઝરત કેસ બિન શિમાસનું બયાન છે કે એક સહાબી ઓરત જેમને ઉમ્મે ખલ્લાદ (રદિ.) કહેવામાં આવે છે. રસૂલુલ્લાહ (સ.અ.વ.) ની ખિદમતમાં હાજર થઈ પોતાના પુત્ર વિષે પૂછપરછ કરવા માટે, તેમનો પુત્ર કોઈ ગઝવામાં શહીદ થઈ ગયો હતો. જયારે તે આવી તો પોતાના ચહેરા પર નકાબ નાંખેલો હતો. એમની આ હાલત જોઈને કોઈ સહાબીએ કહ્યું : તમે પોતાના પુત્રનો હાલ પૂછવા માટે આવ્યા છો અને નકાબ નાંખી રાખ્યો છે ? હઝરત ઉમ્મે ખલ્લાદ (રદિ.) જવાબ આપ્યો કે હું પુત્ર વિષે ગમજદહ થઈ છું તો શું હું પોતાની શરમ અને હયાને ખોઈને બીજી મુસીબતો પોતાના ઉપર લઈ લઉ ? એટલે કે હયાનું જતું રહેવું પણ તેમને એવી જ રીતે પરેશાન કરી નાખતું હતું જેવી રીતે કે પોતાના પુત્રનું મૃત્યુ થઈ જવું. હઝરત ઉમ્મે ખલ્લાહ (રદિ.) ના પૂછવા પર આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું : કે તારા પુત્રને બે સવાબ મળશે. તેણીએ પૂછયું કેમ ? આપ ફરમાવ્યું : તેને એહલે કિતાબે કતલ કર્યો છે. *(સહીહ બુખારી)*

હઝરત ઉમ્મે ખલ્લાદ ફરમાવી રહી છે કે મારો પુત્ર મૃત્યુ પામ્યો તો મારી હયા તો નથી મરી ગઈ, પછી હું શું કામ પરદો ન કરું. બેપરદા તો તે સ્ત્રીઓ ફરે છે જેમની હયા મરી જાય, જેમની હયા અને ઈમાનની ગૈરતનો જનાઝો ઊઠી ગયો હોય. જે સ્ત્રી શરમના કિંમતી હિરાથી મહરૂમ થઈ જાય છે, અને વાત એ છે કે જયારે હયા નીકળી જાય છે ત્યારે ઈમાન પણ ઊઠી જાય છે.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) થી રિવાયત છે કે આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું : નિશંકા હયા અને ઈમાન એકબીજાના સાથી છે જયારે એમાંથી એક પણ ખતમ થઈ જાય છે તો બીજું પણ તેની સાથે ખતમ થઈ જાય છે. *(અબૂ દાઉદ)*



**★ ઈસ્લામથી પહેલાં સ્ત્રીઓનું સ્થાન :-**

દીને ઈસ્લામ તે દીન છે જેણે સ્ત્રીઓને તેના બરબાદ થયેલા હક્કો અપાવ્યા. વિશ્વના ઈતિહાસ પર નજર નાંખવામાં આવે તો આ વાત નજર સમક્ષ આવે છે કે ઈસ્લામથી પહેલાં દુનિયાના અલગ અલગ સમાજમાં સ્ત્રીઓના હક્કો બરબાદ કરવામાં આવી રહયા હતાં.

**★ ફ્રાંસમાં સ્ત્રીઓ :-**

ફ્રાંસમાં એ વાતને લોકો માનતા હતા કે સ્ત્રીમાં અર્ધી રૂહ (જીવ) હોય છે, તંદુરસ્ત માણસની રૂહ નથી હોતી, એટલે તે સમાજમાં ખરાબીનું કારણ બને છે.

**★ ચીનમાં સ્ત્રીઓ વિષે :-**

ચીનમાં સ્ત્રીઓ વિષે એ વિચાર હતો કે સ્ત્રીઓમાં શૈતાની રૂહ હોય છે એટલે સમસ્ત સમાજમાં તે ખરાબી અને લડાઈનું કારણ બને છે.

**★ જાપાનમાં સ્ત્રીઓ વિષે :-**

ઈસાઈઓએ રહબાનીયતને ઘડી લીધું હતું. તેમનું કહેવું હતું કે લગ્નગ્રંથીથી જોડાઈને પોતાની જિંદગીને પસાર કરવી એ અલ્લાહની ઓળખ કરવા માટે આડ રૂપ બને છે. એટલે એમની તાલીમ એ હતી કે પુરૂષો રાહીબ અને સ્ત્રીઓ નન બનીને રહે. એકલા જિંદગી પસાર કરવાથી અલ્લાહની ઓળખ પ્રાપ્ત થશે. લગ્નથી જોડાવવાને તોઓ આડ માનતા હતા.

**★ હિન્દુ ધર્મમાં સ્ત્રીઓ વિષે :-**

હિન્દુ ધર્મમાં જો કોઈ યુવાન સ્ત્રીનો પતિ મૃત્યુ પામતો તો તેણીને ખરાબ નસીબ સમજવામાં આવતી હતી. એટલે સુધી કે તેને તેના પતિની લાશ સાથે તેણીને જીવિત સળગાવી દેવામાં આવતી હતી. જેને સતીપ્રથા તરીકે ઓળખવામાં આવે છે. જો તેણી આ કામ ન કરતી તો તેને સમાજમાં ઈજ્ઝત અને શાંતિથી રહેવાની પરવાનગી ન મળતી.

**★ ઈસ્લામ દુશ્મન લોકોનો પ્રોપેગંડો :-**

આજે નવી સમય નવી તાલીમ, ઈસ્લામ દુશ્મન લોકોએ એક એવો



પ્રોપેગંડો શરૂ કર્યો છે કે જેના લીધે તે મુસ્લમાન સ્ત્રીઓને એ યકીન અપાવવા માંગે છે કે ઈસ્લામે તેમના પર ઘણી બધી પાબંદીઓ લગાવી રાખી છે. જયારે કે વાત આવી છે જ નથી. પરંતુ અમારા સમાજની કેટલીક ભણી લખેલી સ્ત્રીઓ પણ આ ખોટી સમજમાં આવી ગઈ છે, અને તે સમજે છે કે અમને અમારા પૂરા હક્કો આપવામાં નથી આવતા.

**★ ઈસ્લામમાં પરદાનો હુકમ :-**

જુઓ ! સૌથી પહેલી વાત તો એ કે ઈસ્લામે સ્ત્રીઓને પરદાનો હુકમ આપ્યો, જયારે ગેર મુસ્લિમ સમાજમાં સ્ત્રીઓ બેપરદા ફરે છે. તો હવે વિચારો તેનો ફાયદો જયાં પુરૂષોને થાય છે ત્યાં સ્ત્રીઓને પણ થાય છે કે અમારી લગ્નકાળની જિંદગી શાંતિ અને સુખમય ખૂશીઓ સાથે પસાર થાય છે.

**★ સ્વીડનમાં બેપરદગીના બે નુકસાનો :-**

દુન્યાનો એક અતિ ધનિક દેશ તરીકે જેની ગણના થાય છે તે બ્રિટનની પાસે આવેલો છે. આપણા દેશનું બજેટ તો હમેશા નુકસાનમાં હોય છે, પણ ત્યાંનું બજેટ નફા રૂપી જ હોય છે. આપણે વિચારીએ છીએ કે પૈસા આવશે કયાંથી જયારે તેઓ વિચારે છે પૈસા ખર્ચ કરીશું કયાં ? ત્યાંની સરકાર એટલી બધી માલદાર છે કે જો ત્યાંના લોકો કામ કરવાનું છોડી દે તો સરકાર છ વર્ષ સુધી તેમને ભરણપોશણ કરી શકે છે. જો ત્યાં કોઈ માણસને નોકરી ન મળતી હોય તો સરકાર તેને દર મહિને વીસ હજાર રૂયિપા ભથ્થા રૂપે આપે છે, અને જેની પાસે ઘર ન હોય તો સરકાર ઘર પણ લઈ આપે છે. જો કોઈ બીમાર હોય તો તેનો ઈલાજ પણ સરકાર કરાવી આપે છે. એટલે ત્યાં રોજી રોટીનો પ્રોબ્લમ તો સોલ થઈ ગયો.

બાકી રહી ગઈ માણસની ઈચ્છા તેમાં પણ લોકોને છુટ છે. જેને Sex Free Country કહેવામાં આવે છે. ત્યાં પ્રાણીઓની માફક જયાં ઈચ્છે જયારે ઈચ્છે જેની સાથે ઈચ્છે કોઈ પણ ટેનશન વગર પોતાની કામચ્છાને સંતોષ આપી શકે છે. પરંતુ ત્યાં બે વાતો ઘણી અનોખી છે એક ત્યાંના સમાજમાં ૭૦% સ્ત્રીઓને તલાક થઈ જાય છે. બીજી વાત એ કે ત્યાં જેટલા લોકો આપઘાત કરે છે તેટલા લોકો પૂરી દુનિયામાં આપઘાત નથી કરતાં. રોજી રોટીનો મસઅલો તો ઉકેલાઈ ગયો પછી આપઘાતનું કારણ શું ? એ

કે લોકોને શાંતિ અને ચેન પ્રાપ્ત થતું નથી. જેના કારણે આપઘાતમાં વધારો થઈ રહયો છે. કેમ કે એકને બીજા પર વિશ્વાસ હોતો નથી જે સૌથી મોટી વસ્તુ છે. પરિણામ તલાકના રૂપે આવે છે અને.....

**★ પરદાની પાબંદીનો ફાયદો :-**

શરીઅતએ જે પરદાની પાબંદીનો હુકમ આપ્યો છે તેનો ફાયદો એ છે કે ભલે અમારી પાસે ખાવાની વસ્તુઓની કમી છે, અમારી પાસે લીબાસ અને મકાનની કમી છે તેમ છતાં અમારો સમાજમાં જુઓ સો કટામાં સાત ટકા લોકો પણ એવા નજર નથી આવતા કે જે તલાક વાળા હોય. આ ખુશયોથી ભરેલી પતિપત્નીની જિંદગી અમે કેવી રીતે ગુજારી રહયા છે ? એટલા માટે કે ઈસ્લામએ જે અહકામ બતાવ્યા છે આજના આ માહોલમાં પણ કઈકને કઈક પાબંદી થાય છે. તો એનો ફાયદો અમને પોતાને મળી રહ્યો છે.

**★ અમેરિકામાં સ્ત્રીઓની બેહાલી :-**

સ્ત્રીઓ કહે છે કે ગેર મુસ્લિમ સમાજમાં પરદો નથી એટલે તેમને આઝાદી મળી ગઈ. હઝરત મોલાના પીર ઝુલ્ફકાર સા (દા.બ.) ફરમાવે છે કે મેં એક મીલમાં ગયો ત્યાં કેટલાક માણસોને પોતાની પીઠ પર કુલીની માફક સમાન ચઢાવતા જોયા, અને ત્યાં કેટલીક સ્ત્રીઓ પણ હતી જે પોતાની પીઠ પર સમાન ઉઠાવીને ચાલી રહી હતી, મેં તે ફેકટરીના મેનેજરને કહ્યું : કે આ શું Non Scence છે કે તમે યુવતીઓને કામ આપી દીધુ ? તે કહેવા લાગ્યો : જો તે કામ નહિં કરે તો શુ ખાશે ? હવે તમે વિચારો કે સ્ત્રીઓને આઝાદી મળી શું ! આ રીતે પોતાની પીઠ ઉપર સમાન ઉઠાવીને કુલીની માફક કામ કરી રહી છે તે આઝાદી છે ?

**★ સ્ત્રી બીજા ધર્મોમાં :-**

સ્ત્રીઓ સાથે દુનિયાના સમાજે જેટલું ખરાબ વર્તન કર્યું કે તેનાથી માણસાઈ પણ લઈ લેવામાં આવી. ઈથેન્યામાં સ્ત્રીઓને કોઈપણ હક્ક આપવામાં ન આવ્યો હતો એટલે સુધી કે તેમના પર પતિઓ દમ ન ગુજારતા હતા. એવી રૂમી સ્ત્રીઓ પણ હતી, જેમના માટે એ વાત મશહૂર છે કે તે પોતાની ઉમરનો હિસાબ પતિઓની ગણતરીથી લગાવતી હતી.

ઈતિહાસકાર ગબન લખે છે કે હું ગર્વ કરૂં છું એ વાત પર કે મેં એકવીસ પત્નિઓને મારી નાંખી અને આ બાવીસમી સ્ત્રી કે જેણે પોતાના બાવીસ પતિઓને મારી નાખ્યા હતા અને મેં તેને મારી નાખી.

(તારીખે ઝવાલે મમલિકતે રૂમા)

અરબસ્તાનમાં સ્ત્રીઓ પર દમનચક્ર ચલાવવાનું જાઈઝ સમજવામાં આવતું હતું, તેના હક્કોને બરબાદ કરવામાં આવતા હતા. વારસાથી તેને વંચિત રાખવામાં આવતી હતી. પતિના મૃત્યુ પછી કે તલાક પછી તેને એટલો પણ હક ન હતો કે તે પોતાના મનપસંદ પાત્ર સાથે નિકાહ કરી શકે. તે સૌથી ખરાબ ઝિંદગી ગુજારતી હતી. સૌતેલી માંના છોકરાઓ તેની સાથે ન કરવું જોઈએ તેવું વર્તન કરતા. તેના હક્કોને અદા કરવામાં ન આવતા. તેનો ઉપયોગ માત્ર હવસ પૂરી કરવામાં થતો, જયારે તેમના ઘરોમાં બાળકીનો જન્મ થતો તો તેઓ તેને જીવતી જ દફનાવી દેતા, જયારે તેમને કહેવામાં આવતું કે તમારા ઘરે છોકરી પેદા થઈ છે તો તેઓનું મોં બગડી જતું. પોતાનો ચહેરો છુપાવી લેતા, ગુસ્સાથી ભડકી ઉઠતા, જેમ કે એમના ઘરમાં કોઈ માણસ નહી કોઈ પ્રાણીએ જન્મ આપ્યો હોય. કુર્આને તેનું વર્ણન આ રીતે કર્યું છે :

وَاِذَا بُشِّرَ اَحَدُهُمْ بِالْاُنْثٰى ظَلَّ وَجْهُهٗ مُسْوَدًّا وَّهُوَ
كَظِيْمٌ.يَتَوَارٰى مِنَ الْقَوْمِ مِنْ سُوْءِ مَا بُشِّرَ بِهٖ
اَيُمْسِكُهٗ عَلٰى هُوْنٍ اَمْ يَدُسُّهٗ فِى التُّرَابِ.

(સૂરએ નહ્‌લ, આ. નં. ૫૯)

અર્થ : અને જયારે તેમાંથી કોઈને છોકરીની પેદાઈશની ખૂશખબરી આપવામાં આવતી ત્યારે તેમનો ચહેરો કાળો પડી જતો. તે દિલમાં ગભરાતો અને ખરાબ સમાચાર પર પોતાને લોકોથી છુપાવતો ફરતો કે આ બાળકીને જીવતી રહેવા દે અથવા માટીમાં દફનાવી દે.

હાતિમ બિન અદી (રદિ.)નું બયાન છે કે જીવતી બાળકીને દફનાવી

દેવાનું કૃત્ય અરબના બધા જ કબીલાઓમાં થતું હતું. તે વખતે પણ એવા કેટલાક લોકો હતા જે બાળકીઓને ખરીદી લેતા. સઅસઆ બિન નાહીયાનું બયાન છે કે ઈસ્લામનો સૂરજ ઉગતાં પહેલાં તેણે ત્રણ સો થી વધુ બાળકીઓને ખરીદી લીધી હતી. સૌતેલી માંથી નિકાહ કરવામાં આવતા હતા. અબૂબકર જસ્સાસે અહકામુલ કુર્આનમાં લખે છે કે સૌતેલી માંથી જાહિલિયતના સમયમાં નિકાહ કરવામાં આવતા હતા. સ્ત્રીઓને વેચી દેવામાં આવતી. એટલે સુધી કે દુનિયાના બધા જ દેશોમાં અરબસ્તાની સ્ત્રીઓ ગુલામ હતી.

ખ્રિસ્તીઓના ધર્મમાં સ્ત્રીઓને "ઓ ગુનાહની છોકરી" એમ સંબોધવામાં આવતી હતી. એટલા માટે કે તવરાતમાં છે કે જે વૃક્ષના ફળને ખાવાની મનાઈ હતી તેને ખાવા માટેનું પ્રોત્સાહન હઝરત હવ્વા (અલૈ.)એ આપ્યું હતું. એટલા માટે ખ્રિસ્તીઓમાં એ વાત પ્રચલિત હતી કે નાફરમાની અને બુરાઈ કરનાર સ્ત્રીઓ જ છે. યહૂદીઓમાં સ્ત્રીને બીજો નિકાહ કરવાનો હક ન હતો અને ન વારસામાં તેનો કોઈ હક હતો. એટલે સુધી કે કેટલાક દેશો સ્ત્રીઓને માણસનું નામ આપવા માટે પણ લડતા હતા. અંતમાં સન ઈસ્વી ૫૮૪ માં ફ્રાન્સે સ્ત્રીઓ પર એહસાન કર્યું અને તેને માણસ જાતીમાં ગણવામાં આવી, પરંતુ તેની સાથે એ વાત પણ કહેવામાં આવી કે તેને પુરૂષોની ખિદમત કરવા માટે પેદા કરવામાં આવી છે.

ભારતમાં પણ સ્ત્રીઓ પર ઘણાં અત્યાચારો કરવામાં આવતા હતા. તેને બેવફા અને કમઝોર સમજવામાં આવતી અને તેનું નામ હમેશા તુચ્છતાથી લેવામાં આવતું. પતિના મૃત્યુ પછી તેને પતિ સાથે ચિતામાં સળગાવવામાં આવતી. ઈરાનમાં પણ સ્ત્રીઓ પર દમન કરવામાં આવતો. હયુમરનું કહેવું છે કે સ્ત્રી અને વીંછી બન્નેને એક સમજવામાં આવતા હતા, કેમ કે સ્ત્રી એક ખૌફનાક વસ્તુ છે. તેને જમીનમાં દફન કરવામાં આવતી, તેને નાપાક સમજવામાં આવતી હતી અને વાતાવરણને સારૂં બનાવવા માટે તેને માટીમાં દફનાવી દેવામાં આવતી.

અંતમાં દરેક પ્રકારના અત્યાચારો સ્ત્રીઓ પર ગુજારવામાં આવતા હતા. છોકરી હોવાના સ્વરૂપથી, પત્નિ હોવાના સ્વરૂપથી પણ તેના પર ઝુલ્મ કરવામાં આવ્યો. તેની ચમકતી આંખોને સૂકી કરી દેવામાં આવતી.

માં હોવાના કારણે પણ તેના પર ઝુલ્મ કરવામાં આવ્યો. તેની મમતાને કચડી નાંખવામાં આવતી, તેની વૃદ્ધ અવસ્થાને બદનામ કરવામાં આવતી, જેવી રીતે કે મનુસમરતીમાં છે કે સ્ત્રી બાળપણમાં માં–બાપની કેદમાં અને યુવાનીમાં પતિની કેદમાં અને વિધવાની હાલતમાં છોકરાઓની કેદમાં રહેતી. તેને કયારેય પણ કોઈ વાતનો હક આપવામાં ન આવતો.

### ★ ઈસ્લામે સ્ત્રીઓને શું આપ્યું ? :-

સ્ત્રી કુદરતનું એક મહેકતું ફૂલ છે. તેના વગર આખી દુનિયાના બધા જ દિલાકાર્ષણ દ્રશ્યો વેરાન લાગે છે તો પછી કેવી રીતે એ વાત શકય છે કે ઈસ્લામ કે જે દુનિયાના માણસનો સૌથી મોટો હમદર્દ છે શું તે સ્ત્રીઓને કંઈ જ ન આપે ? પરંતુ તે વાતને દર્શાવતાં પહેલાં બીજા ધર્મોએ સ્ત્રીને શું આપ્યું ? તે વિશે અહીં લખવામાં આવે છે. પછી આ સવાલનો જવાબ આપવામાં આવશે, કારણ કે આ વાંચ્યા પછી ઈસ્લામનો દષ્ટિકોણ બતાવવામાં આવે જે દરેક વાતને લોકો સમક્ષ ખોલી ખોલીને વર્ણન કરે છે. એવા સમયમાં કે જયારે સ્ત્રીઓ વેપારને વધારવા માટેનું એક સાધન બની ગયું, તેમજ મસ્તી–હવસ પૂરી કરવાનું એક રમકડું બની ગયું છે.

### ★ ઈસ્લામમાં સ્ત્રીઓ સાથે આટલી બધી નરમી કેમ ?

જો તમે વિચારો તો આ વાત તમને જણાશે કે સ્ત્રીઓને ઈસ્લામે ખૂબ જ ઢીલ આપી છે. કઈ કામોમાં તેમની સાથે નરમી કરવામાં આવી છે. કેમ ? એટલા માટે કે પુરૂષને તો અલ્લાહ તઆલાએ તાકત આપી છે. જયારે સ્ત્રીના શરીરને તેની સમક્ષ કમઝોર બનાવ્યા છે. પુરૂષોની ઝિમ્મેદારીઓ પણ એ પ્રકારની છે જે પ્રકારથી અલ્લાહ તઆલાએ તેને સખત બનાવ્યો છે. એટલે તમે વિચાર કરો કે સ્ત્રીઓ સાથે ઈસ્લામે કેટલીક નરમી કરી છે. જયારે પ્રોપેગંડો એ કરવામાં આવે છે કે ઈસ્લામે તો સ્ત્રીઓ પર ખૂબ જ પાબંદી લગાડી રાખી છે.

### ★ સ્ત્રીઓ ઈસ્લામના અતિ વિશાળ પટાંગણમાં :-

ઈસ્લામ એક સંપૂર્ણ દીન છે, જેણે તમામ માણસોના હક્કોને વર્ણન કર્યા છે, અખલાક અને ચાલચલગતનું એક શ્રેષ્ઠ ઉદાહરણ આપ્યું છે કે જેના આખિરી પેગમ્બરની ઓળખ પણ કુર્આન કરાવે છે. وَمَا اَرْسَلْنَاکَ اِلَّا رَحْمَةً لِّلْعَالَمِیْنَ

તો એ કેવી રીતે શક્ય હતું કે સ્ત્રી જેવી અદ્‌ભુત વસ્તુના હક્કોને સ્થાન ન આપત. તેણે સ્ત્રીઓની સાથે હમદર્દી અને ભલાઈનો વર્તાવ કરી તેને સાચા અર્થમાં સ્ત્રી બનાવી દીધી. તેને હક્કો આપવામાં આવ્યા. તેને ઈઝ્ઝત આપવામાં આવી. તેને એહતેરામની ઓઢણી આપી. ઈઝ્ઝતનો બુરખો આપ્યો. હદીષમાં છે કે આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું : સ્ત્રીઓ સમાજને સુધારવા માટેનો સર્વશ્રેષ્ઠ કારીગર છે. ઈસ્લામે સ્ત્રીને પછાતપણાથી કાઢીને ઊંચા હોદ્દાઓ પર પહોંચાડી બા–હયા અને પાકદામન બનાવી ઈઝ્ઝતથી માલામાલ કરી આપી. દીકરી હોવાના સ્વરૂપે પણ તેને ઈઝ્ઝત આપવામાં આવી. દુલ્હન હોવાના સ્વરૂપથી પણ તેને ઈઝ્ઝત આપવામાં આવી.

**ઔરતકો હયાકી ચાદર દી, ઔર ગૈરતકા ગાજા ભી બખશા,**
**શીશોંમેં નઝાકત પેદા કી, કીરદારકે ઝોહર ચમકાએ.**

**★ દીકરીના સ્વરૂપમાં :-**

ઈસ્લામે દીકરીને એક મોટો હોદ્દો આપ્યો. સૌથી પહેલાં દીકરીઓને જીવતી દાટી દેવા પર પ્રતિબંધ લગાડયો અને કહયું "એ લોકો પોતાની અવલાદને ભૂખના ડરથી કતલ ન કરો અમે તમને પણ રોજી આપીએ છીએ અને એમને પણ આપીશું." (સૂરએ અન્આમ, આ. નં. ૧૫૧) બીજી આયતમાં ફરમાવ્યું, "અને જયારે જીવતી દફનાવી દેવામાં આવતી છોકરીઓથી સવાલ કરવામાં આવશે કે તમને કયા ગુનાહના બદલામાં દાટી દેવામાં આવી હતી." અરબ લોકો જમાઈની સગાઈને તુચ્છ નજરે જોતા હતા. ઈસ્લામે તેને મોટો હોદ્દો આપી તેની એહમિયતને ઉજાગર કરી છે.

આપ (સ.અ.વ.)નો ઈરશાદ છે :

مَنْ عَالَ ثَلَاثَ بَنَاتٍ فَادَّبَهُنَّ وَزَوَّجَهُنَّ وَاَحْسَنَ اِلَيْهِنَّ

فَلَهُ الْجَنَّةُ.

અર્થ : જેણે ત્રણ દીકરીઓનું લાલન–પાલન કર્યું અને તેમને સારી વર્ણતુક શીખવાડયો. એમની શાદી કરાવી અને તેમની સાથે સારૂં વર્તન

કર્યું તેના માટે જન્નત છે. આનાથી આગળ વધીને જે સ્ત્રી સૌપ્રથમ દીકરીને જન્મ આપે તેને નસીબદાર કહેવામાં આવી અને કહેવામાં આવ્યું દીકરીઓ મારી નાખવાની વસ્તુ નથી, પરંતુ તે એક ભેટ છે, તમે અલ્લાહની આપેલી નેઅમતથી શરમ કેમ અનુભવો છો ?

★ **પત્નિના સ્વરૂપમાં :-**

દીકરી પછી કુદરતે સ્ત્રીઓની ઈચ્છા પ્રમાણે તેની ઉમ્મીદો તેની મહેચ્છાઓ અને જાઈઝ ચાહતોને પૂરી કરવા માટે ઈસ્લામે સ્ત્રીને સૌથી શ્રેષ્ઠ બરકતવંતી નિકાહનો હુકમ આપ્યો. આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, "નિકાહ મારી સુન્નત છે અને બીજી એક રિવાયતમાં છે કે જેણે તેનો વિરોધ કર્યો તે મારા રસ્તા ઉપર નથી." પશ્ચિમી દેશોની જેમ નહી કે કોઈ સ્ત્રી પસંદ આવી ગઈ તેને પોતાની દોસ્ત બનાવી લીધી. પુરૂષે તેનાથી ભરપૂર લાભ ઉઠાવી લીધો અને તેને ચૂસી લેવા પછી ફેંકી દીધી. ઈસ્લામે તેને દુલ્હન બનાવી ઈઝ્ઝત આપી એક શાનથી પુરૂષોને સોંપવાનો હુકમ આપ્યો છે અને આવું કરવાને અડધો દીન કહેવામાં આવ્યો છે પછી તેના માટે મહેરને જરૂરી કરવામાં આવી. શું આવી ઈઝ્ઝત બીજા ધર્મોએ સ્ત્રીઓને આપી છે ? બીજા ધર્મોમાં તો આવું કંઈક છે પણ નથી. બીજા ધર્મોમાં સ્ત્રીઓને શાદી પછી જેવી રીતે સતાવવામાં આવે છે અલ્લાહ ઘણો રહમ કરનાર છે. સ્ત્રીઓને નોકરાણી બનાવી તેમજ તેના પર ઝુલ્મ કરવાનું ઈસ્લામમાં નાજાઈઝ છે. ફરમાને ખુદાવંદી છે, "સ્ત્રીઓ સાથે ઇસ્લામી કાનૂન મુજબ ઝિંદગી ગુજારો જો તમને એમની કોઈ વાત પસંદ ન આવે તો કાંઈ નહી, તમે કોઈ વસ્તુને નાપસંદ સમજો, પણ તેમાં તમારા માટે ઘણી ભલાઈ રહેલી છે. (સૂરએ બકરહ, આ. નં. ૯૧) સૂરએ નિસાઅ્‌ની આયત નં. ૩૨ માં ઈરશાદ છે કે "સ્ત્રી હોવું કોઈ ખરાબ વાત નથી અને પુરૂષ હોવું કોઈ ફઝીલતવાળી વાત નથી, પરંતુ સારા અમલ જરૂરી છે." હુઝૂર (સ.અ.વ.)એ ફરમાવ્યું, "વિશ્વની સૌથી શ્રેષ્ઠ વસ્તુ નેક પત્નિ છે" સ્ત્રી ઘરની રાણી છે.

પરંતુ પૂર્વીય દેશોની સ્ત્રીઓને ઈસ્લામની આ આઝાદી પસંદ ન આવી અને પોતાના પર ગર્વ કરવા લાગી અને પોતાની ઝિંદગીને યુરોપીયન સ્ત્રીઓની જેમ દોરાયને ઈસ્લામે આપેલા આટલા સારા હક્કોને ભૂલી ગઈ અને પોતાના પગ પર કુહાડી મારી.

★ **માંના સ્વરૂપમાં :-**

પત્નિ પછી જયારે તેના ખોળામાં કોઈ ફૂલ ખીલે છે અને ચાંદનો જન્મ થાય છે તેનું ઘર ખૂશીથી ઝુમી ઉઠે છે તો તેને માં જેવા હુલામણા નામથી યાદ કરવામાં આવે છે. માંના સ્વરૂપે પણ ઈસ્લામે સ્ત્રીઓને પૂરા હક્કો આપ્યા અને તેની દેખભાળ કરવા માટે વ્યવસ્થાપિકા બનાવી. એક હદીષમાં છે કે "જન્નત માંના પગો તળે છે." હઝરત અબ્બાસ (રદિ.)એ આપ (સ.અ.વ.)નો એક ફરમાન નકલ કર્યું છે કે આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, "જે માં–બાપની ખિદમત કરનાર છોકરો કે છોકરી માં–બાપની તરફ મુહબ્બતની નિગાહથી જુએ તો તેને એક હજ્જે મકબૂલનો સવાબ મળે છે." એક વ્યક્તિએ આપ (સ.અ.વ.)ને પૂછયું કે હું કોની ચાકરી કરૂં ? આપ (સ.અ.વ.)એ તેને કહયું, "માંની". આવા જ સવાલ તેણે ત્રણ વાર કર્યા. આપ (સ.અ.વ.)એ ત્રણે વાર એ જ જવાબ આપ્યો અને ચોથી વખતે સવાલ કર્યો તો જવાબ આપ્યો "બાપની". માં–બાપની ચાકરી તેમજ તેમનો અદબ કરવાનો હુકમ આપ્યો છે. ઈસ્લામે સ્ત્રીઓને દરેક રીતે સન્માન આપ્યું અને તેના પ્રત્યે હમદર્દી દાખવી તેને પુરૂષો જેવા હક્કો આપ્યા અને પડદા જેવી અનોખી નેઅમત પણ આપી.

## ★ વર્તમાન યુગ પરદાની દ્રષ્ટિએ ★

બનાવ–શિંગાર એ સ્ત્રીઓની તબિયત છે અને તેમને તેનો હક્ક પણ છે. ઈસ્લામ સ્ત્રીઓને ફેશન કરવાથી રોકતો નથી, પરંતુ પસંદ કરે છે કે તે રંગબેરંગી કપડાં પહેરે, ઘરેણાંનો ઉપયોગ કરે, મહેંદી લગાવે, સુરમાનો ઉપયોગ કરે અને પાક અને ચોખ્ખી રહે, પરંતુ તેમાં વધારાનો ખર્ચ ન હોય. તેના પર ઘમંડ ન હોય. આ બધુ સ્ત્રી તેના માટે કરે જેને તેણીએ પોતાનો જીવનસાથી બનાવ્યો છે.

જે સ્ત્રીઓ પોતાના પતિ સિવાય બીજાઓ માટે બનીઠનીને નીકળે છે તે ખરાબ નઝરોનું નિમંત બને છે અને પોતાના ચહેરાની ખૂબસૂરતીને દેખાડીને પોતાને શયતાનને સોંપે છે. સ્ત્રીઓનું સજી શણગારીને ઘરની બહાર નીકળવું ચમકતો ચહેરો, ફેશનેબલ કપડાં અને ઘરેણાંની છમછમ અવાઝ અને લચકતી ચાલ અને મનને મુગ્ધ કરે તેવું પરફ્યુમ પુરૂષોને તેના તરફ આકર્ષિત કરે છે. આ સૌથી ખરાબ બુરાઈઓ છે.

ઈસ્લામ પહેલાં પણ સ્ત્રીઓ ફેશન કરતી હતી અને ઈસ્લામે આવીને આ બુરાઈઓને ખતમ કરી, પરંતુ આજના આ મુસલમાનો કે જેઓ પશ્ચિમી સંસ્કૃતિના આશિક છે તેઓ બેકાર ખર્ચ અને બેહયાઈમાં સૌથી આગળ છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે ખુદાની લા'નત છે તે સ્ત્રીઓ ઉપર કે શરીરને ટોચાવે છે અને જે ટોચે છે. (જેમ કે ઘણી સ્ત્રીઓ હાથ–ખભા ઉપર નકશી કરાવે છે) અને જે સ્ત્રીઓ ફેશન માટે વાળ કઢાવે છે અને જે કાઢે છે અને જે સ્ત્રીઓ દાંતોને સુંદર બનાવવા ઘસાવી, દાંતોમાં ખાસ જગા કરાવે છે અને જે આ કામ કરે છે અને અલ્લાહના કાનૂનમાં બદલાવ ઈચ્છતી હોય. આ વાક્યો કહેવા પર હઝરત અબ્દુલ્લાહને એક સ્ત્રીએ રોક્યા. આપે (રદિ.) ફરમાવ્યું કે હું કેમ ન લા'નત મોકલું, જ્યારે કે હુઝૂર (સ.અ.વ.)એ તેમના પર લા'નત મોકલી છે. (મિશ્કાત શરીફ : ૨/૩૮૧)

આજના આ યુગમાં શરમ અને હયા જેવી કોઈ વસ્તુ જ નથી રહી ત્યાં સમાજમાં એક પ્રકારનો ફિત્નો ફેલાઈ રહયો છે. આજની સ્ત્રીઓ પોતાના માથા ઉપર ઓઢણી નાખવાને બદલે પોતાના અવયવોનું પ્રદર્શન કરે છે. એવા ચુસ્ત અને બારીક કપડાં પહેરે છે કે જેનાથી તેમના શરીરના અવયવો ઉપસે છે. ટૂંકા તેમજ ફેશનેબલ કપડાં પહેરે છે.

શરૂઆતમાં તો ચહેરાને જ ખુલ્લો રાખવામાં આવતો હતો, પરંતુ આગળ જતાં તેમાં ઘટાડો થતો ગયો. ફ્રોક અને સલવાર થોડી થોડી નાની થતી ગઈ. એટલે સુધી કે ફ્રોક દૂંટી સુધી આવી ગયું અને સલવાર ઘુંટણની ઉપર આવી ગઈ. એટલે સુધી કે પોતાની જાંઘો, ખભા અને છાતી પણ દેખાડવામાં કોઈ પણ પ્રકારની શરમ લાગતી નથી, જ્યારે તે આવો પોશાક પહેરીને બજારો, માર્કેટો અને પીકનીક પર જાય છે ત્યાં તેમની છેડતી કરવામાં આવે છે અને બળાત્કારનો ભોગ બને છે. આજના યુગનું કોઈપણ એવું દૈનિક સમાચાર પત્ર નથી હોતું કે જેમાં આવા પ્રકારની ખબરો રોજ ન આવતી હોય. તે પોતાની જાતે જ પોતાને બદનામ કરે છે. સમાજમાં તેના કારણે દુશ્મનાવટ પેદા થાય છે અને પૂરો સમાજ તેના કારણે બદનામ થાય છે. આપણા આવા કુકર્મોથી ઈસ્લામની પ્રતિશ્ઠાને કલંક લાગે છે. ઈસ્લામ તરફ આકર્ષાતા લોકો આપણા ગુનાહિત કર્યો જોઈ ઈસ્લામ સ્વીકારવાથી દૂર રહે છે, જેનું કારણ આપણે બનીએ છીએ.

## ★ બારીક પોશાક વિશે ★

અલ્લાહ તઆલાનું ફરમાન છે :

غَيْرُ مُتَبَرِّجَاتٍ بِزِيْنَةٍ.

અર્થ : પોતાના બનાવ–શિંગારને દેખાડતી ન ફરો.

તફસીરવિદો આ આયતની તફસીરમાં લખે છે કે સ્ત્રીઓ માટે પાતળું કપડું પહેરવું કે જેનાથી તેની ખૂબસૂરતી ઝલકે, અંગપ્રદર્શન થાય તેવું કપડું પહેરવું જાઈઝ નથી. આજના યુગમાં પાતળા પોશાક પહેરવાનું કાર્ય ખૂબ પ્રચલિત થઈ ગયું છે. હવે તો એટલા પાટળા કપડા પહેરે છે કે જેને કપડાં કહેવું અયોગ્ય છે.

આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું :

رُبَّ نِسَاءٍ كَاسِيَاتٍ عَارِيَاتٍ مَائِلَاتٍ مُمِيْلَاتٍ

لَايَدْخُلْنَ الْجَنَّةَ وَلَا يَجِدْنَ رِيْحَهَا.

(મિશ્કાત શરીફ : ૧/૩૪૬)

અર્થ : કપડાં પહેરીને નગ્ન રહેનાર સ્ત્રીઓ જે બીજાઓને પોતાની તરફ આકર્ષે છે અને જાતે પણ આકર્ષાય છે આવી સ્ત્રીઓ ન જન્નતમાં દાખલ થશે અને ન તેમને જન્નતની ખૂશ્બૂ સુંઘવાની મળશે.

આ હદીસ શરીફમાં તે સ્ત્રીઓ કે જે એટલા બારીક કપડાં પહેરે છે કે તેમનું શરીર તેમાંથી દેખાય છે એટલા માટે તે નગ્ન સ્ત્રીના હુકમમાં છે. મુફતી સાહેબોનો ફતવો છે કે એટલું બારીક કપડું જેમાંથી શરીરના અવયવો દેખાય તેને પહેરવું હરામ છે અને જો સ્ત્રી એવા પાતળા કપડાથી નમાઝ પઢે કે જેમાંથી તેના વાળ દેખાતા હોય તો તેમાં નમાઝ જાઈઝ નથી. આજકાલ કેટલીક દીનદાર સ્ત્રીઓ ટોપ્સ પહેરે છે અને તેના ઉપર પાતળું કપડું પહેરે છે, જેનાથી સતર છુપાય જાય છે. તેમાં નમાઝ જાઈઝ થઈ જાય છે, પરંતુ પાતળા કપડાનો ઉપયોગ ન કરવો જોઈએ.

ઉમ્મે અલકમા (રદિ.) કહે છે કે હઝરત આઈશા (રદિ.)ની ભત્રીજી

હફસા બિન્તે અબ્દુર્રહમાન તેમને મળવા માટે આવી તો પાતળા કપડાની ઓઢણી ઓઢેલી હતી. હઝરત આઈશા (રદિ.)એ તેની ઓઢણી લઈને તેને ફાડી નાખી અને તેને જાડા કપડાની ઓઢણી આપી. (મિશ્કાત, કિતાબુલ્ લિબાસ)

મુસ્લિમ શરીફની એક હદીષ છે કે રસૂલ (સ.અ.વ.)એ ફરમાવ્યું :

خُذْ عَلَيْکَ ثَوْبَکَ وَلَا تَمْشُوْا عَادِيًا.

(મિશ્કાત શરીફ :૧)

અર્થ : પોતાની ઉપર કપડાને જરૂરી સમજો અને નગ્ન ન ફરો.

ઉપરોક્ત હદીષથી જાણવા મળ્યું કે એવું પાતળું કપડું ન પહેરે જેનાથી શરીરના અવયવો ચોખ્ખા દેખાય. આવા કપડાને પહેરવું હરામ છે.

એક હદીષ શરીફમાં આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું :

عَنْ اُمِّ سَلَمَةَ قَالَتْ اِسْتَيْقَظَ النَّبِىُّ ﷺ ذَاتَ لَيْلَةٍ فَقَالَ سُبْحَانَ اللّٰهِ مَاذَا اُنْزِلَ اللَّيْلَةَ الْفِتَنَ وَمَا فُتِحَ مِنَ الْخَزَائِنِ اَيْقِظُوْا صَوٰحِبَ الْحُجَرِ فَرُبَّ كَاسِيَةٍ فِى الدُّنْيَا عَارِيَةٌ فِى الْاٰخِرَةِ.

અર્થ : હઝરત ઉમ્મે સલમા (રદિ.) ફરમાવે છે કે એક રાત્રિએ નબીએ કરીમ (સ.અ.વ.) ઉંઘમાંથી જાગ્યા અને ફરમાવ્યું : સુબ્હાનલ્લાહ ! આજની રાત્રે દુનિયામાં કેવા કેવા ફિત્નાઓ ઉતર્યા અને કેવા કેવા રહમતના ખજાના ખોલવામાં આવ્યા. ઉઠાવો પેલી રૂમમાં સૂતેલી બીબીઓને ઈબાદત માટે, કે કેટલીક સ્ત્રીઓ દુનિયામાં સતરને છુપાવે છે, પરંતુ આખિરતમાં નગ્ન હશે. આ સમય ફિત્નાઓથી પનાહ માંગવાનો છે. હદીષનો ભાવાર્થ એ છે કે તે સ્ત્રીઓ એટલા પાતળા કપડાં પહેરતી હતી કે તેનાથી શરીર ઢંકાત ન હતું. કપડા પહેરવા છતાં કપડા ન પહેર્યા હોય એવો ભાસ થતો હતો.

દુનિયામાં ઉચ્ચ અને સારી ગુણવત્તાવાળા કપડાં પહેરતી હતી, પરંતુ

આખિરતની બાબતે ખાલીખમ હતી. ભલાઈ એમાં છે કે એવા કામો કરે જે આખિરતમાં કામ આવી શકે અને એવા ચુસ્ત કપડા ન પહેરે જેનાથી તેમના અવયવો ઉપસે અને કપડાં પહેરવા છતાં નગ્ન હોવાનો ભાસ થાય.

અબૂ મૂસા અશઅરી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે જે સ્ત્રીઓ ખૂશબૂ લગાવીને પુરૂષો પાસેથી પસાર થાય અને કોઈ પુરૂષ આ ખૂશબૂને સુંઘે તે સ્ત્રી ઝિનાકાર છે અને જે આંખ તેને જુએ તે પણ ઝિનાકાર છે. (નસઈ શરીફ)

**★ મુસલમાનોમાં ફેશન :-**

વર્તમાન યુગની ફેશનો યહૂદીઓ અને નસારાની ઉપજ છે. પોશાકમાં નવી ફેશનો યહૂદીઓની કંપનીઓ જ કાઢે છે. કેટલીક વાર તેઓ નવી ફેશનોને લાવી એવા વસ્ત્રોનું લોન્ચીંગ કરે છે કે જેનાથી ઈસ્લામી તરીકાઓને નુકસાન થાય છે. એ વાત તો ચોખ્ખી છે કે યહૂદીઓ ઈસ્લામથી દુશ્મની રાખે છે એટલા માટે જ તેઓ ઈસ્લામી રહેણી–કહેણીને ખતમ કરી નાખવા ઈચ્છે છે. તેઓ ટી.વી. તેમજ સમાચાર પત્રો દ્વારા તેની જાહેરાતો કરે છે.

વર્તમાન ફેશનથી સ્ત્રીઓ પોતાને નિખારવા લાગી અને નવી નવી ફેશનોનો ઉપયોગ કરી તેનાથી થનાર નુકસાનોને ભૂલી ગઈ, જે કોઈ પણ નવી ફેશને તેના માટે નુકસાનકારક જ કેમ ન હોય તેને પોતાને સુંદર દેખાડવા માટે ઉપયોગ કરે છે.

મેક–અપના નામથી જેટલી પણ વસ્તુનો ઉપયોગ ચહેરાને સુડોળ બનાવવા માટે થાય છે, જેમાં કેમીકલનો ઉપયોગ થાય છે તે ખૂબ જ નુકસાનકારક હોય છે, જેવી રીતે કે ત્વચાનું લથડી પડવું, કાળા ડાઘ પડી જવા, ખીલ જેવા ખતરનાક રોગો થાય છે. આ બધુ મેક–અપના કારણે જ થાય છે અને તેના નુકસાનકારક હોવાનું યુરોપીયન વૈજ્ઞાનિકોએ કબૂલ્યું છે. (લિબાસ ઔર તકવા)

આ સમયમાં દરેક વ્યક્તિ ફેશનના દરિયામાં તણખલાની જેમ વહી રહયો છે, જેના કેટલાક કારણો છે. કોઈને ખાસ પ્રકારની ફેશન લલચાવે છે તો કોઈને તે ખૂબ ગમી જાય છે તો કોઈ ફિલ્મોમાં કામ કરનાર એક્ટરોના પોશાકથી પ્રભાવિત થઈ જાય છે. આ ફેશનના બાહ્ય કારણો છે અને

આંતરીક કારણો વધારે માલમિલકતનું હોવું, આરામદાયક ઝિંદગી, ગફલતની ઝિંદગી, ઘમંડ, ઈમાની કમઝોરી અને ખાનદાની અખલાકનું ન હોવું ઈસ્લામી શિખામણોનું ન હોવું વગેરે. આજે ફેશનેબલ લોકોમાં વધારો થઈ રહયો છે. ફેશનમાં તે લોકો વધુ જોવા મળે છે, જેમની પાસે ખૂબ દૌલત છે અને તેમને દીનનું જ્ઞાન નથી અને તેમને નાનપણમાં ઈસ્લામનું જ્ઞાન ન મળી શક્યું, જેમનામાં અલ્લાહનો ડર નથી.

ફેશન એવી ટેવ છે કે માણસને જ્યારે તેની લત પડી જાય છે તો તે છોડવા છતાં પણ છોડી શકતો નથી અને તેને કેટલાક નુકસાનો ભોગવવા પડે છે. જેમ કે માણસ થોડી આવકમાં ખૂશ નથી રહી શકતો અને નવી ફેશનો પાછળ પોતાના પૈસાને ખર્ચ કરે છે અને મુશ્કેલીઓમાં ઝિંદગી પસાર કરે છે.

**★ ફેશનથી બચવા માટે શું કરવું જોઈએ ? :-**

અંતમાં સવાલ થાય છે કે આ ફેશનોથી કેવી રીતે બચવું અને તેના માટે શું કરવું ? પહેલાં તો એ વાત દિમાગમાં બેસાડી લેવી જોઈએ કે આપણો ધર્મ ઈસ્લામ છે અને તે બધા ધર્મોમાં સર્વશ્રેષ્ઠ છે એટલે આપણે તે ફેશનોની કોઈ જરૂરત નથી બલ્કે શરીઅતે બતાવેલા કાર્યનું અનુસરણ કરવું જોઈએ.

★ બીજી વાત કે ફેશન અપનાવવાથી તેનો ફાયદો ઈસ્લામના દુશ્મનોને થઈ રહયો છે. ફેશનની બધી જ કંપનીઓ યુરોપ તેમજ ઈસ્લામ દુશ્મનોની છે અને તેનો જેટલો નફો થશે તેટલી જ તે કંપનીઓ મજબૂત થશે.

★ ત્રીજી વાત એ કે આ કંપનીઓ બેહયાઈની વસ્તુઓનું ઉત્પાદન કરે છે, જેથી મુસલમાનોમાં બેહયાઈ ફેલાય અને તેમનું ઈમાન કમઝોર થાય અને મુસલમાનો પ્રભાવિત થઈ તેની ખરીદી કરે અને તેનાથી જે નફો આ કંપનીઓને થાય છે તેનો ઉપયોગ તેઓ મુસલમાનો અને ઈસ્લામને બદનામ કરવામાં જ કરે છે.

★ નવીનવી ફેશનોથી તેમનો હેતુ એ પણ છે કે મુસલમાનોને ઉલમાએ કિરામ વિષે બદગુમાન કરવાનો છે એટલા માટે કે જ્યારે ઉલમા ફેશનની વિરુદ્ધ અવાજ ઉઠાવશે તો લોકો કહેશે કે ઉલમા પ્રગતિ અને તરક્કીનો વિરોધ કરે છે અને લોકોને અંધકાળમાં રાખવા ઈચ્છે છે. મુસ્લિમ ઉલમાઓને

બદનામ કરવું તેમનો પ્રથમ મકસદ છે. એટલા માટે કે તે નથી ચાહતા કે ઉલમાએ કિરામની છબી ખરાબ કરવાનો કોઈ મોકો હાથથી ખોઈ કાઢે.

★ આમ લોકોને ફેશનની માયાજાળથી કાઢવાના પ્રયત્નો કરો અને બુરાઈઓથી રોકો તેમની સામે ફેશનના નુકસાનોનું વર્ણન કરો. ઈસ્લામી તા'લીમથી તેમને ખબરદાર કરો. ફુઝૂલખર્ચી પર આવેલી ધમકીઓનું વર્ણન કરો.

આ ચક્કરથી નીકળવાનો સૌથી શ્રેષ્ઠ નુસ્ખો એ છે કે અલ્લાહનો ડર પેદા કરો અને પરહેઝગારીના રસ્તાને પસંદ કરો અને જે ફિત્નાઓ અને મુશ્કેલીઓ આવી રહી છે તે આપ (સ.અ.વ.)ના હુકમને છોડી દેવાથી આવી રહી છે અને શરમ–હયાને પણ આપણે તિલાંજલી આપી દીધી છે. જે પણ એક કારણ છે.

આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું :

اَلْحَيَاءُ شُعْبَةٌ مِّنَ الْاِيْمَانِ.

અર્થ : શરમ ઈમાનનો એક ખાસ ભાગ છે.

એટલા માટે કે હયા માણસને ખરાબ કામો કરવાથી બચાવે છે. હયામાં ભલાઈ છે અને હયા સર્વત્ર ભલાઈની વસ્તુ છે તે ભલાઈને જ લાવ છે.

**★ લવમેરેજનો કરૂણ અંત :-**

નવી રહેણી–કહેણીના લઈ શાદીનો એક નવો તરીકો ઉપજાવવામાં આવ્યો છે, જે લોકો પશ્ચિમી દેશોની સંસ્કૃતિ સાથે સહમત છે તેમના માટે તો આ ખૂબ જ સારૂ છે. નવયુવાન સ્ત્રીઓ વિચારે છે કે તેમના માંબાપ તેમની પસંદના છોકરા સાથે શાદી કરાવે છે તે હવે નહી થઈ શકે. તે હવે તેને ગમતા છોકરા સાથે શાદી કરી શકશે. એટલા માટે તે પોતાનો ભાવી પતિ જાતે જ પસંદ કરે છે. વર્તમાન સમાજે તેમને આવો મોકો (ચાન્સ) પણ આપી દીધો છે. તે અજનબી પુરૂષો સાથે દોસ્તી કરે છે. કોલેજોમાં કે જ્યાં નવજવાન સ્ત્રી–પુરૂષો એક સાથે ભણે છે ત્યાં તો આ કામ ખૂબ જ સહેલું બની ગયું છે. એકબીજા સાથે બેસે છે અને મોબાઈલો પર લાંબા સમય સુધી વાતો કર્યા કરે છે. એવી જ રીતે ઓફિસોમાં કામ કરનાર

યુવક–યુવતીઓ સાથે મેળાપ થાય જ છે. આવી જગાઓ પર શયતાનને મોકો (ચાન્સ) મળી જાય છે, તે એકબીજાને એકબીજા તરફ આકર્ષાવે છે. પછી પુરૂષ સ્ત્રી પર અને સ્ત્રી પુરૂષ પર ફીદા થઈ જાય છે. મુલાકાતો વધે છે. ધીરે ધીરે એકબીજાને અડપલાં કરવાનું શરૂ થાય છે. ત્યાર પછી માંબાપની ઈચ્છા વિરૂધ્ધ શાદી કરી લે છે અને કેટલાક તો કોર્ટ મેરેજ કરી લે છે. તેમને આવા લગ્નોના નુકસાનનો અંદાજો નથી હોતો.

મુહબ્બતની આ શાદીઓ ગંભીર રીતે નથી હોતી, પરંતુ જોશની હોય છે. શાદી પછી કેટલાક દિવસો ખૂશીમાં પસાર થઈ જાય છે, પરંતુ જયારે એકબીજાનો સ્વભાવનો મેળ નથી ખાતો ત્યારે મુશ્કેલીઓ ઉભી થાય છે અને સંબંધોમાં ખરાબીઓ પેદા થાય છે, તલાક સુધી વાત પહોંચી જાય છે, લવમેરેજવાળી વધુ પડતી શાદીઓ તૂટી જાય છે અને જો તલાક થઈ જાય તો સ્ત્રી માટે પોતાનું મોં માંબાપને દેખાડવુ મુશ્કેલ પડી જાય છે હવે તે કોનો સહારો લઈ પોતાનું જીવન ગુજારે ? ?

શાદીની વાતમાં જો માંબાપ છોકરીઓને જબરદસ્તી કોઈ છોકરા સાથે પરણાવે તો શરીઅતમાં તેનો ઉકેલ છે કે માંબાપ કે વાલિ છોકરીને તેની ઈજાઝત વગર શાદી ન કરાવી શકે. અને જો છોકરી છોકરાને પસંદ કરતી હોય અને માંબાપ તેને પસંદ ન કરતા હોય તો માંબાપ પોતાની નાપસંદના કારણો બતાવી છોકરીને સમજાવે. જો છોકરો નેક હોય અને માબાપ ઈનકાર કરતા હોય તો છોકરી પોતાની રીતે કોઈ વ્યક્તિને વકીલ બનાવી લે અને નિકાહ કરી લે કેમ કે ઈસ્લામને કુટુંબવાદ, સગાવાદ, કોમવાદથી કોઈ સંબંધ નથી.

સ્ત્રીઓનું અજનબી પુરૂષો સાથે એકાંતમાં મળવા અને એકબીજાને અડપલા કરવાથી રોકવામાં આવ્યો છે. وَلاَ مُتَّخِذٰتِ اَخْدَانٍ. (સૂરએ નિસાઅ આ. નં. ૨૫) અને "ન એવી સ્ત્રીઓ જે સંતાયને અડપલા કરે" આ શરમનાક કામ પુરૂષો અને સ્ત્રીઓની પાકદામની ઉપર દાગ છે. આ પછી સમાજમાંથી તેમની ઈઝ્ઝતના લીરા ઉડી જાય છે અને તેઓ બદનામ થાય છે. આ વાત સારી રીતે સમજી લેવી જોઈએ કે ઈસ્લામ પ્યાર કરવાની ઈજાઝત નથી આપતો. (શાદી પહેલાં) તે કહે છે કે પોતાની પસંદગીના સાથી સાથે નિકાહ કરી લો અને ઈઝ્ઝતવાળી ઝિંદગી પસાર કરો.

સવાલ રહયો કોર્ટ મેરેજનો તો શરીઅતની વિરૂધ્ધ છે, કેમ કે આવી શાદીઓ સ્પેશ્યલ મેરેજ એક્ટ ૧૯૫૪ હેઠળ રજિસ્ટર કરવામાં આવે છે તેમાં અને શરીઅતમાં ઘણો બધો તફાવત છે જે નીચે મુજબ છે :

(૧) સ્પેશ્યલ મેરેજ એક્ટ હેઠળની શાદી મહર વગર થાય છે અને સ્ત્રી માટે પોતાના પતિ પાસેથી મહર માંગવાનો હક્ક નથી હોતો, જ્યારે ઈસ્લામમાં મહર નિકાહ માટે જરૂરી છે. તેને રોકડી દેવામાં આવે કે ઉધાર રાખવામાં આવે તેનું પ્રમાણ ઓછામાં ઓછું નક્કી છે. જ્યારે વધુની કોઈ મર્યાદા નથી.

(૨) આ કાયદા હેઠળ તલાક કોર્ટથી જ લેવામાં આવે છે અને તે પણ તે જ કારણસર જેઓ કાયદામાં લખવામાં આવ્યા છે, જ્યારે ઈસ્લામે પુરૂષોને તલાકનો હક્ક આપ્યો છે.

(૩) જો સ્ત્રી પુરૂષ પોતાની ઈચ્છાથી જુદા થવા ઈચ્છતા હોય તેમ છતાં પણ તેઓ આ કાયદા હેઠળ જુદા નથી થઈ શકતા, પરંતુ તેમને કોર્ટમાં જવુ પડે છે, જ્યારે ઈસ્લામે સ્ત્રીઓને ખુલઅનો હક્ક આપ્યો છે (ખુલઅ એટલે સ્ત્રી પોતાના પતિને મહેરની રકમ પાછી આપી અથવા માલ આપી નિકાહના બંધનમાંથી મુક્ત થઈ જાય).

(૪) આ કાયદા હેઠળ તલાક માટે ત્રણ વર્ષ પછી અરજી કરવી પડે છે. તે પહેલા નહી. તેમની વચ્ચે આ સમય દરમ્યાન કેટલી લડાઈઓ કેમ ન થઈ જાય. ઈસ્લામે આવો કોઈ હુકમ આપ્યો નથી કે પુરૂષ સ્ત્રીથી છૂટકારો ન મેળવે, જેની સાથે તેનો નિભાવ ન થતો હતો અથવા સ્ત્રી એવા પુરૂષથી છૂટકારો મેળવી શકે છે, જે ખરાબ વર્તન કરનાર હોય. ઈસ્લામે પુરૂષો માટે તલાક અને સ્ત્રીઓ માટે ખુલઅ જેવા રસ્તાઓ રાખ્યા. અને આ પ્રકારની વાતોમાં કોર્ટથી તલાક લેવી વગેરેની કોઈ બાંધણી નથી.

(૫) આ કાયદા હેઠળ પુરૂષે સ્ત્રીનું ભરણપોષણ જીવતા રહેતા સુધી કરવાનું રહેશે, જયાં સુધી સ્ત્રી બીજી શાદી ન કરી લે. જ્યારે ઈસ્લામે ઈદ્દત પૂરી થતાં સુધી જ ભરણપોષણનો હુકમ આપ્યો છે.

(૬) આ કાયદા હેઠળ શાદી રજિસ્ટર થયા પછી પુરૂષ અને સ્ત્રી પર વારસોના સંબંધ ઈન્ડિયન સોલ્યુશન એક્ટ ૧૯૨૫ હેઠળ લાગુ પડશે, જ્યારે શરીઅતમાં વારસોનો હક્ક લાગુ નહી પડે.

(૭) આ કાયદા હેઠળ જે શાદી એક વખતે થઈ જાય તો ફરીથી આ કાયદાથી છૂટકારો મળી શકતો નથી. હવે આ આખી ઝિંદગી પૂરી થતા સુધી રાખવો પડે છે.

**★ બેપરદગીનો કરૂણ અંત :-**

એ સ્ત્રી જે ઈઝ્ઝત અને હિફાઝતના પરદા અને ઘરના એકાંતમાં રહેતી હતી તે આજે શોર્ટ–કટ, પાતળા તેમજ ચુસ્ત કપડાં પહેરીને પોતાને શણગારીને ઘરોની બહાર નીકળી ગઈ અને બીજાઓને પોતાનાં બનાવ–શિંગારથી આકર્ષવા લાગી અને જાતે પણ પ્રભાવિત થવા લાગી. આજે આવી સ્ત્રીઓ બજારો, માર્કેટો, હોટલો, નાઈટ ક્લબો તેમજ પીકનીકની જગાઓ અને રસ્તાઓ પર જોવા મળે છે. ક્યાં ઈસ્લામના શિયળની સુરક્ષા માટેના આદેશો અને અને ક્યાં આ સ્ત્રીઓની લાલસા ? ?

ફ્રાંસ અને જર્મનીમાં એક કમિટીની રચના કરવામાં આવી છે, જેમાં પુરૂષો, સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધો નગ્નવસ્થામાં રહે છે. તેનું નામ નાગાઓની કમિટી રાખવામાં આવ્યું છે. તેના સભ્યોની સંખ્યા ચાર લાખ છે, જેમાં વધુ પડતી સ્ત્રીઓ છે અને એક અંદાજ મુજબ જર્મનીમાં આવા લોકોની સંખ્યા ચાળીસ લાખ છે અને રોજ કેટલાય લોકો જોડાઈને તેના સભ્યો બની રહયા છે, તેનો આંકડો દિવસે દિવસે વધતો જાય છે. (હિજાબ)

યુરોપની યુનિવર્સિટીમાં એડમિશન લેનાર યુવતીઓને કઈ કઈ વાતની ખબર હોવી જોઈએ. એવા સવાલના જવાબમાં બસો છોકરીઓ જવાબ લખ્યા તેનો ભાવાર્થ એ છે કે :

સ્ત્રીઓએ પોતાની જાતને સારી રીતે ઓળખી લેવી જોઈએ. તેને એ વાતની ખબર હોવી જોઈએ કે તેને કેવી રીતે ચાલવું જોઈએ ? કેવી રીતે શરાબનો ઘૂંટ ઉતારવો જોઈએ ? અને કેવી રીતે પુરૂષોને ગળે મળવું જોઈએ ? અને બીજાની ખૂબસૂરતીની ઈર્ષા ન કરવી જોઈએ, તેમજ શરાબીઓ સાથે કેવું વર્તન કરવું જોઈએ ? પુરૂષોને વળગી જવું તેમજ ગળ લગાડવાનો અનુભવ હોવો જોઈએ. એટલા માટે કે તે યુનિવર્સિટીમાં પહોંચીને અનુભવ ન હોવાના કારણે શરમાયા ન કરે. પછી તે વિદ્યાર્થી હોય કે પ્રોફેસર હોય અને જે વ્યક્તિને તે પસંદ ન કરતી હોય તેને

પોતાનાથી અલગ રાખવાની કળા પણ આવડવી જોઈએ.

(સિયાસતે લાહોર ૨૮ મે ૧૯૨૩, હિજાબ)

એક વ્યક્તિ જે કેનેડામાં રહેતો હતો. તેની ઉમર ચાળીસ વર્ષની હતી અને તેની પત્નીની ઉમર ચોત્રીસ વર્ષની હતી. એક વાર તે ઘરમાં આવ્યો તો તેણે પોતાની પત્નિને બીજા સાથે સહશયન કરતાં જોઈ. તે પોલીસ ઓફિસે ગયો અને પોલીસને આ વાતની ખબર આપી. પોલીસે તેને કહયું કે આ કોઈ ગુનોહ નથી, પરંતુ તેનાથી આ ચિત્ર જોવાયું ન હતું. તેણે ફરીથી પોલીસને ફોન કર્યો. પોલીસ ત્યાં પહોંચી અને જોયું. તેમણે કહયું, આ કોઈ ગુનોહ નથી. તમે બીજા રૂમમાં સૂઈ જાઓ. તે વ્યક્તિ આ વાતના બોજને ઉઠાવી ન શક્યો અને તેણે ચાકુ વડે તેની પત્નિ પર હુમલો કર્યો. પત્નિ દવાખાંનામાં દાખલ થઈ ગઈ અને ઈલાજ પછી તે તંદુરસ્ત થઈ ગઈ. તેણે પોતાના પતિ વિરુદ્ધ ફરિયાદ નોંધાવી. કોર્ટમાં કેસ ચાલ્યો અને કોર્ટે તેની પત્નિને તો કંઈ પણ ન કર્યું અને તેના પતિને ચાકુથી હુમલો કરવાના બદલામાં દોઢ વર્ષની સજા કરી.

યુરોપમાં તો આવા કિસ્સાઓ રોજ બને છે. ત્યાંના લોકોને આવી વાતોથી અચંબો પણ નથી થતો. ત્યાંની કોલેજો અને યુનિવર્સિટીઓમાં શાદી પહેલાં સેક્સને જરૂરી સમજવામાં આવે છે.

'અમેરિકાના શહેર ન્યૂયોર્ક તેમજ જર્મનીના શહેર બર્લિન તેમજ ભારતના શહેર ગોવા અને અનેક દેશોના મોટા મોટા શહેરોમાં મોટા મોટા વેશ્યાગૃહો ચાલે છે. ન્યૂયોર્કમાં સર્વે કરવામાં આવ્યો તો જાણવા મળ્યું કે દરેક દસ સ્ત્રીએ એક સ્ત્રી વેશ્યા હોય છે. એક તારણ અનુસાર દિવસ દરમ્યાન ન્યૂયોર્કમાં પંચાવન લાખ ચાળીસ હજાર પુરૂષો—સ્ત્રીઓ પોતાની જાતને વેચે છે અને પુરૂષો વેશ્યાઓનો ઉપયોગ કરી ખતરનાક બિમારીઓને વહોરે છે. (ઈન્કિલાબ, હિજાબ)

ઉપરોક્ત જે વાતો બયાન કરવામાં આવી, તેનાથી અંદાજો લગાવવો જોઈએ કે નબીએ કરીમ (સ.અ.વ.)એ પરદાના કેવા આદેશો બતાવ્યા અને તેને ખોલી ખોલી લોકો સમક્ષ જાહેર કર્યા અને કેટલી સખ્તીથી પાલન કરવાનો હુકમ આપ્યો. તેમ છતાં પણ લોકો આજે આ આદેશોને તોડી રહયા છે.

આપણે વિચારવું જોઈએ કે આપણે કુર્આન–હદીષ પર કેટલો અમલ કરીએ છીએ. કંઈ એવું ન થાય કે કયામતના દિવસે કુર્આનની આયત મુજબ નબી (સ.અ.વ.) ફરમાવે કે :

يَارَبِّ اِنَّ قَوْمِ التَّخَذُوْا هٰذَاالْقُرْآنِ مَهْجُوْرًا.

(સૂરએ ફુરકાન, આયત–૩૦)

અર્થ : અય પરવરદિગાર ! મારી ઉમ્મતે આ કુર્આનને છોડી દીધું હતું.

આપણે અલ્લાહ તઆલા પર ઈમાન રાખીએ છીએ અને આપણું યકીન પણ છે કે કયામતના દિવસે તેની સામે હાજર થવાનું છે. કયામતના દિવસે કેવી રીતે તેની સમક્ષ ઉભા રહીશું ? શું તે આપણને નહી પૂછે કે મેં તમને મારી કિતાબમાં ઝિંદગી પસાર કરવાના એક એક ઉપદેશનું વર્ણન ન કર્યું હતું ? હલાલ અને હરામને ખોલી ખોલીને બયાન ન કર્યું હતું ? તમે મારા હુકમો પર કેટલો અમલ કર્યો ?

**★ બેરપદગીની સજા :-**

પરદાના અહકામ ખૂબ જ મહત્ત્વના છે. તેના પર અમલ કરવું મુશ્કેલ પણ છે, પરંતુ એમાં કોઈ શંકા નથી કે જેણે તેના ઉપર અમલ કરી લીધો તેને માટે બીજા હુકમોનું પાલન કરવું આસાન થઈ જશે અને મુસલમાનો અલ્લાહના દીનના રંગમાં જલ્દીથી રંગાઈ જશે, ઈન્શાઅલ્લાહ.

"ગુનાહોથી બચવું સૌથી ઉત્તમ ઈબાદત છે."

બેપરદગીનો ગુનોહ બીજા ગુનાહો કરતાં સૌથી વધુ સંગીન છે. તેને છોડી દેવું જરૂરી છે અને સાચા દિલથી તૌબા કરી લેવી જોઈએ એટલા માટે કે.....

★ આ ખુલ્લમ ખુલ્લો ગુનોહ છે. બધાની સામે કરવામાં આવે છે. આ ગુનાહને આચરનારને લાખો લોકો નિહાળે છે અને આ ગુનાહ કરનાર જુબાનથી બોલ્યા વગર એ જાહેર કરે છે કે અલ્લાહના હુકમોની તેને કોઈ પડેલી નથી. તે અલ્લાહ સાથે બગાવત પર ઉતરી આવ્યો છે. તેની નેઅમતો ઉપયોગ કરી નાફરમાની આચરે છે.

હુઝૂર (સ.અ.વ.)એ ફરમાવ્યું :

كُلُّ اُمَّتِىْ مُعَافَىً اِلَّا الْمُجَاهِرِيْنَ.

અર્થ : મારી બધી જ ઉમ્મત માફીના પાત્ર છે, પરંતુ તે લોકો કે જે ખુલ્લમ ખુલ્લા ગુનાહ કરે છે તે માફીના પાત્ર નથી.

આ દીનની જ વાત નથી, પરંતુ દુનિયવી હુકૂમતોનો પણ કાનૂન છે કે જે કોઈ વ્યક્તિ ખુલ્લેઆમ બગાવત કરે છે તેના માટે માફી નથી હોતી. પછી તેની સંજા શું હોય છે. જાણો છો ? મોત.

★ બેપરદગીનો ગુનાહ ફક્ત કરનારની હદ સુધી નથી રહેતો. બેપરદગી કરવાવાળી સ્ત્રી તેનાથી પ્રભાવિત થાય છે, પરંતુ તેના કારણે બેહયાઈ અને ફિત્નાઓ ફેલાય છે. આખી ઉમ્મત દુનિયવી અને ઉખરવી અઝાબની લપેટમાં આવી જાય છે. આ ગુનાહને બદલે જુદા જુદા ફિત્નાઓ થાય છે. એટલે સુધી કે ખૂન પણ કરવામાં આવે છે જે આજે દુનિયા સમક્ષ છે.

હવે જે સ્ત્રીઓ પરદો નથી કરતી તે વિચારે કે તે કેમ પરદો નથી કરતી. દુનિયાની બે ઘડીની લઝ્ઝત અને નફ્સની મહેચ્છાએ એમને રોકી રાખી છે ? તેમણે વિચારવું જોઈએ કે દુનિયાની ઝિંદગી ખૂબ જ થોડી છે અને.આખિરતની ઝિંદગી હમેશા માટે છે.

★ બેપરદા સ્ત્રી પરદો ન કરવાના કારણે દુનિયવી ઝિંદગીને પણ ખરાબ કરે છે અને આખિરતને પણ બરબાદ કરે છે. મૃત્યુ પછી જહન્નમમાં જવું પડશે. આપણી હાલત તો એ છે કે એક સળગતો અંગારો હાથમાં મૂકી દેવામાં આવે તો આપણે તેને સહન નથી કરી શકતા તો પછી આખિરતની ભયાનક આગને કેવી રીતે સહન કરી શકીશું ?

★ પરદા વગર ઘરમાંથી બહાર જનાર નારીઓને અલ્લાહ તઆલા કયામતના દિવસે નગ્ન કરવાનો હુકમ આપશે અને તેમને જહન્નમમાં નાખી દેવામાં આવશે.

★ હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે હું અને મારી પત્નિ ફાતિમા (રદિ.) નબીએ કરીમ (સ.અ.વ.)ની ખિદમતમાં હાજર થયા તો અમે આપ

(સ.અ.વ.)ને રડતા જોયા. મેં પૂછયું કે આપ (સ.અ.વ.) મારા માં–બાપ આપ પર કુર્બાન. આપ કેમ રડી રહયા છો? આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, મેં મેઅરાજની રાત્રે કેટલીક સ્ત્રીઓને જોઈ કે જેમને અલગ અલગ પ્રકારની સજા આપવામાં આવતી હતી. આજે મારી સામે તે દશ્ય આવી ગયું તો મુહબ્બત અને રહમતના કારણે મને રડવું આવી ગયું. એમાં એક સ્ત્રી એવી પણ હતી જે પોતાના માથાને ઢાંકતી ન હતી અને ખુલ્લા માથે રખડતી ફરતી હતી. મેં તે સ્ત્રીને જોઈ કે તેને માથાના વાળથી બાંધીને લટકાવવામાં આવી છે અને તેનું માથું ઉકળી રહયું હતું. આ તે સ્ત્રી હતી જે પોતાના માથાના વાળોને પુરૂષોથી છુપાવતી ન હતી.

★ ઈમામ ઝહબી (રહ.) એક કિસ્સો બયાન ફરમાવે છે કે એક સ્ત્રી દુનિયામાં ખૂબ જ બનીઠનીને નીકળતી હતી અને સુંદરતા સાથે બેપરદા ઘરમાંથી નીકળતી હતી, જ્યારે તેનું મૃત્યુ થયું તો તેના કેટલાક સંબંધીઓએ સ્વપ્નમાં જોયું કે તેને અલ્લાહ સામે લાવવામાં આવી અને તેણે એકદમ પાતળું કપડું પહેર્યું હતું. એટલામાં એક હવાનો ઝોકો આવ્યો અને તેના કપડાંને ઉડાડી ગયો. અલ્લાહ તઆલાએ તેનાથી મોં ફેરવી લીધું અને ફરમાવ્યું તેને જહન્નમની જમણી બાજુ ફેંકી દો, કારણ કે તે દુનિયામાં બનાવ–શિંગાર કરીને બેપરદા રહેતી હતી.

બેપરદગીનો અંત ખતરનાક અને ખૂબ જ તકલીફ આપનાર હોય છે એટલા માટે બેપરદગીથી બચવું જોઈએ.

**★ બેપરદગીનું અસલ કારણ :-**

કેમકે સ્ત્રીઓને તેમની બાહ્ય સૂરત જોઈને પસંદ કરવામાં આવે છે, એટલા માટે જયારથી પેદા થાય છે ત્યારથી જ તે લાચાર બનીને પોતાના બાહ્યને શણગારવામાં લાગી જાય છે. તેમની દરેક સમય વિચાર એવા હોય છે કે હું કપડા આ પહેરું તો સારી લાગું. મારી આંખો સારી લાગે, ચહેરો સારો લાગે, હાથ સારા લાગે તે દરેક સમયે આજ વિચારોમાં ખોવાયેલી રહે છે. કેમ કે તે જણે છે કે તેમને જિંદગીનો હમસફર તે પ્રમાણે બનાવવામાં આવશે. જાણવા મળ્યું કે પુરૂષોની આ વિચારશ્રણીએ સ્ત્રીઓની જિંદગીના પ્રવાહને બદલી નાંખ્યો છે.

જો એમને એ વાતની જાણ થઈ શકી હોત કે અમારી દીનદારીના કારણે અમને સાથી બનાવવામાં આવશે તો તે હદીષ પઢતી, તફસીર પઢતી, અને સારા કેરેકટર બનાવી પોતાની ઈઝઝતની સુરક્ષા કરી રહી હોત. તહજ્જુદ પઢતી હોત અને વલીયા બની ગઈ હોત. પરંતુ ધોરણ જ બદલાય ગયું છે. ધોરણ બાહ્યની ખૂબસૂરતી છે એટલે પેદા થવાના સમયથી જ તે એવી સૂરત બનાવવાના પ્રયત્નો કરે છે કે અમે જોવાવાળાને સારી લાગી શકીએ. આજ વસ્તુ તેમને બેપરદગી કરવા પર ઉભારે છે. જેમને અલ્લાહ તઆલાએ સારો ચહેરો આપ્યો હોય છે તે ખૂશી ખૂશી બે પરદા ફરતી રહે છે અને વિચારે છે કે લોકો મને નિહાળશે અને કહેશે કે કેટલી સુંદર છે.

જુઓ બેપરદગી, ફેશન પણ આજ કારણને લઈને આવી છે. સ્ત્રીઓની દીનથી દૂરીનું કારણ પુરૂષોનું કસોટીનું બદલી નાંખવું છે. પુરૂષોથી મારી નમ્ર વિનંતી છે કે સુંદરને બદલે ખૂબસીરત અને સારા કેરેકટર ધરાવતી યુવતી પર પસંદગી ઉતારવી જોઈએ. જો પુરૂષોએ પોતાના ધોરણને બદલી નાંખ્યું તો દરેક ફેશનેબલ સ્ત્રી તહજ્જુદ ગુજાર બની જશે.

## ★ ફેશન અને બેપરદગીના કરૂણ અંતના સાચા બનાવો ★

અહિંયા ફેશન અને બેપરદગીના કારણે તેના કેટલા ખરાબ પરિણામો આવ્યા છે તેની સાચી હકીકતો અને બનાવોને ટાંકવામાં આવ્યા છે.

### ★ ફેશન અને બેપરદગીથી અજાબે કબ્ર :-

કલકત્તામાં એક વ્યકિત કબ્રસ્તાન પાસેથી પસાર થઈ રહયો હતો. તેણે એક કબરમાંથી અવાજ સાંભળ્યો કે "મને કાઢો હું જીવતી છું" જયારે તેણે એક–બે વાર આ અવાજ સાંભળ્યો તો તે એમ માની કે આ મારો વહેમ છે, પરંતુ જયારે આ અવાજ વધતો ગયો. પછી તેણે નજીકના એક ગામમાં જઈને આ વાત લોકો સમક્ષ બયાન કરી અને લોકોને તે કબર પાસે લાવ્યો અને તેમણે પણ આ અવાજ સાંભળ્યો. તો તેમણે માની લીધું કે આ અવાજ આ કબરમાંથી જ આવે છે. તે ગામના ઈમામ પાસે ગયા અને વાતનું વર્ણન કર્યું. ઈમામે કહયું, જો તમને તેના જીવતા હોવાનું યકીન હોય તો કબરને ખોલી નાખો અને તેને બહાર કાઢી લો.

ત્યાર પછી બધા લોકો હિમ્મત કરીને કબ્રસ્તાનમાં ગયા અને કબરને ખોલી નાખી પથ્થર હટાવવામાં આવ્યો તો તેમાં એક સ્ત્રી નગ્ન હાલતમાં બેઠેલી હતી. તેનું કફન ફાટી ગયું હતું. તે સ્ત્રીએ કહયું, મને મારાં કપડાં લાવી આપો. લોકોએ તરત જ તેને કપડાં લાવી આપ્યા. તેણે કપડાં પહેરી અને ચાદરથી પોતાને ઢાંકી લીધી અને ઘર તરફ દોડી પડી અને ઘરમાં જઈ એક રૂમમાં સંતાઈ ગઈ અને રૂમને અંદરથી બંધ કરી લીધો.

હવે જે લોકો કબ્રસ્તાનમાં આવ્યા હતા તે બધા જ તેના ઘેર પહોંચ્યા અને તેમણે ઘરનું બારણું ખખડાવ્યું. સ્ત્રીએ કહયું, હું દરવાજો તો ખોલી નાખુ, પરંતુ અંદર તે જ વ્યક્તિ આવી શકે છે જે મને નિહાળવાની તાકાત રાખતો હોય. એટલા માટે કે મારી પરિસ્થિતિ એવી છે કે મને જોઈને કોઈ વ્યક્તિ સહન નહી કરી શકે. તે જ વ્યક્તિ આવે જે મજબૂત દિલનો હોય. બે–ત્રણ વ્યક્તિએ હિમ્મત કરી અને દરવાજો ખોલાવ્યો અને તેઓ અંદર ગયા તો શું જુએ છે. તે સ્ત્રી સૌપ્રથમ પોતાનું માથુ ખોલે છે તો તે લોકો જુએ છે કે તેના માથા પર એક પણ વાળ ન હતો અને ચામડી પણ ન હતી. ફક્ત હાડકાં હતા. તેને પૂછયું કે તારા વાળનું શું થયું ? તે સ્ત્રીએ કહયું કે હું જીવતી હતી ત્યારે માથા પર ઓઢણી ઓઢતી ન હતી અને ખુલ્લા માથે ફરતી હતી, જયારે હું કબરમાં આવી તો ફરિશ્તાઓએ મારા એક એક વાળને ખેંચી લીધા અને વાળ ખેંચવાના કારણે ચામડી પણ નીકળી ગઈ. એટલા માટે મારા માથા પર વાળ અને ચામડી નથી.

ત્યાર પછી તે સ્ત્રીએ પોતાનું મોં ખોલ્યું, જયારે લોકોએ તેનું મોં જોયું તો ગભરાય ગયા. તેના મોંમાં ફક્ત દાંત જ હતા, હોઠ પણ ન હતા અને તેનું જડબુ જ દેખાતું હતું. લોકોએ તેને આ વિષે પૂછયું તો તેણે જવાબ આપ્યો કે હું મારા હોઠ પર લિપસ્ટીક લગાડતી હતી, જેના કારણે મારા હોઠોને કાપી લેવામાં આવ્યા.

ત્યાર પછી તે સ્ત્રીએ પોતાના હાથ–પગ બતાવ્યા, જેમાં નખ ન હતા. લોકોએ તેના વિષે પૂછયું તો તેણે કહયું કે હું મારા નખો પર પોલિશ કરતી હતી. એટલા માટે મારા નખોને ખેંચી લેવામાં આવ્યા. પછી તે સ્ત્રી બેહોશ થઈ અને મૃત્યુ પામી. લોકોએ તેને ફરીથી દફન કરી દીધી.

ઉપરોક્ત કિસ્સામાં અલ્લાહ તઆલાએ લોકો બોધપાઠ ગ્રહણ કરે તે

માટે આ સ્ત્રીને કબ્રસ્તાનથી કઢાવી અને બતાવ્યું કે જે દુનિયામાં ઓઢણી વગર, લિપસ્ટીક લગાડી અને ફેશન કરીને ઘરની બહાર નીકળે છે તેમને અમે આવી સજા કરીશું. આ કિસ્સો લોકો માટે ઈબ્રત લેવા માટે છે.

(છે ગુનેહગાર ઔરતેં)

**★ બેપરદગી અને નમાઝ ન પઢવાનો કરૂણ અંત :-**

એક વ્યક્તિએ લખ્યુ છે કે મારો એક દોસ્ત કુવૈતમાં રહેતો હતો. ત્યાં તે દફનાવવાનું કામ કરતો હતો. એક વાર મારા ઉપર ફોન આવ્યો કે એક મય્યિતને દફન કરવાની છે અને તે માટે હું મિસર ગયો અને ત્યાં કબ્રસ્તાનમાં પહોંચ્યો, જ્યાં એક સ્ત્રીને ગુસલ આપવામાં આવી રહયું હતું. થોડીવાર પછી ચાર બુરખાધારી સ્ત્રીઓ જલદીથી બહાર નીકળી ચાલવા લાગી. તેમના ચહેરા પર ગભરાહટ હતી, પરંતુ મેં એમનાથી કંઈ ન પૂછયું. થોડીવાર પછી બે–ત્રણ સ્ત્રી બહાર આવી અને મને કહયું કે અમારી મદદ કરો. મય્યિત ખૂબ જ વજનદાર થઈ ગયું છે. મેં કહયું કે કોઈ પુરૂષ માટે જાઈઝ નથી કે તે સ્ત્રીને ગુસલ આપે. તેણીઓ મારો જવાબ સાંભળી અંદર ચાલી ગઈ. તેમણે ગમે તે રીતે તેને ગુસલ આપ્યું અને કફન પહેરાવ્યું.

અમે જનાજાને ઉઠાવવા માટે અંદર પ્રવેશ્યા. અમે અગિયાર વ્યક્તિઓ હતા, પરંતુ મય્યિત એટલું વજનદાર હતું કે અમે એક સાથે તે જનાજાને ઉઠાવી ન શક્યા. જ્યારે અમે કબ્રસ્તાનમાં પહોંચ્યા તો જેવો કે મિસરમાં રિવાજ છે કે ત્યાં રૂમ જેવી કબર હોય છે અને તેમાં દાદર વડે ઉતરે છે અને માટી નાખ્યા વગર મય્યિતને અંદર મૂકે છે. મય્યિતને અમે નીચે ઉતારી તો તે ફેલાવા લાગી અને હાડકાં તૂટવાનો અવાજ આવવા લાગ્યો. અમે લોકો ગભરાઈ ગયા. અમે જોયું તો કફનનો કેટલો ભાગ ખુલી ગયો હતો. અમે કફન ઢાંકી દીધું અને ઘણી મુશ્કેલીથી તેનો ચહેરો કિબ્લા તરફ કર્યો ત્યારે મેં એક ખતરનાક દૃશ્ય નિહાળ્યું કે તેની આંખો બહાર નીકળી રહી હતી. અમે ગભરાઈ ગયા અને જલ્દીથી બહાર નીકળી ગયા. અમે ઘરે પહોંચ્યા ત્યાં તેના સગાવહાલાઓમાંથી તેની એક દીકરી મને મળી. તેણે મને કસમ ખાઈને પૂછયું કે મારી માતા સાથે કબરમાં શું થયું ? મેં ખૂબ જ ઈન્કાર કર્યો, પરંતુ તેણે ખૂબ જ હઠ પકડી. અંતે મેં તેને બધી વાત

કહી સંભળાવી.

તે સમયે તેણીએ મને કહયું. જે સમયે તમે અમને ગુસલના સ્થળેથી નીકળીને જલ્દી ચાલતી નીહાળી હતી તેનું કારણ એ હતું કે મારી માતાનો ચહેરો કાળો પડવા લાગ્યો હતો અને અમે ગભરાઈ ગઈ હતી. તેણે કહયું કે મારી માતાએ ઝિંદગીમાં ક્યારેય પણ નમાઝ નથી પઢી અને તે ખૂબ જ ફેશન કરીને ફરતી હતી. તેની પાસે શરમ અને હયાનું કોઈ નામોનિશાન ન હતું.

**★ શણગાર કરીને ફરવા નીકળવાનો અઝાબ :-**

પાકિસ્તાનના એક મુસ્લિમ કુટુંબમાં એક નવયુવાન કુંવારી સ્ત્રી હતી. તે રોજ ફેશન કરી બનાવ–શિંગાર કરી તેમજ નવી નવી ડિઝાઈનના કપડાં પહેરી ઘરેથી નીકળતી હતી.

એક દિવસ તે અચાનક બીમાર પડી ગઈ અને થોડા દિવસ પછી મૃત્યુ પામી. તેને દફનાવી દેવામાં આવી. ત્યાર પછી ત્રણ–ચાર દિવસ તેની માતાને તે લાશ સ્વપ્નમાં બતાવવામાં આવી અને તે છોકરી કહી રહી હતી કે ''હું જીવતી છું, મને કાઢો.'' પરંતુ તેની મા ખૂબ જ ગભરાતી હતી, પરંતુ માં તે માં હોય છે. તેની મમતા જોશમાં આવી ગઈ અને આ હકીકત તેણે પોતાના પતિ અને છોકરાઓને કહી સંભળાવી.

તેના પતિએ સોસાયટીવાળાઓને તેની ખબર આપી અને પોલીસની હાજરીમાં તે કબરને ખોલવામાં આવી તો તે સ્ત્રી બેઠેલી હતી. તેના માથા ઉપર બે કાળા નાગ હતા અને ચહેરા પર હબકલી હતી અને નખો પર કે જયાં તે પોલિશ કરતી હતી ત્યાં વિંછી વિંટળાયેલ હતા. થોડી વાર પછી તે જાનવરો ત્યાંથી જતા રહયા. તે સ્ત્રી બેહોશ થઈ ગઈ હતી. તેને અહમદાબાદની હોસ્પિટલના I. C. વોર્ડમાં દાખલ કરવામાં આવી. કહેવામાં આવે છે કે તે સ્ત્રી કહી રહી હતી કે હું પંદર દિવસ માટે આવી છું. તમે નમાઝ પઢો અને રોઝા રાખો.

લોકોનું કહેવું છે કે તે બાર દિવસ સુધી જીવતી રહી. આ ખતરનાક કિસ્સો એક ફાતિમા નામી સ્ત્રીએ જાતે જ નિહાળ્યો હતો અને તેણે તે

હકીકતને બયાન કરી હતી. આ અલ્લાહ તઆલા તરફથી લોકોની ગફલતને દૂર કરવા માટે દેખાડવામાં આવે છે, જેથી લોકો શરીઅતના અહકામોનું પાલન કરે.

**★ પેટ્રોલ અને આગ :-**

એક ફેશનેબલ સાડીમાં સજ્જ સ્ત્રી હોઠો પર લિપસ્ટીક લગાવી અપ્સરા બની ભરચક રસ્તા પરથી પસાર થઈ રહી હતી. તેની પરિસ્થિતિ આ મુજબ હતી :

**દિલ કશીં નાઝમેં ઐસી કે સિતારે રૂક જાએ,**
**સર કશી ચાલમેં ઐસી કે ગવર્નર રૂક જાએ.**

આ સ્ત્રી જઈ રહી હતી. એટલામાં એક નવયુવાન છોકરો તેની સામે પ્રગટ થયો, જ્યારે આ સ્ત્રી તે નવયુવાનની નજીક પહોંચી તો તેણે તેણીને પકડી લીધી અને તેની છેડતી કરી. નવયુવાનની આ હિમ્મત પર તે ફેશનવાળી સ્ત્રી ગભરાઈ ગઈ અને નવયુવાનને અપશબ્દો બોલવા લાગી. જેમ તેમ કરી તે નવયુવાનથી તેણીએ પીછો છોડાવ્યો. તેણે એક માલદાર બાપની દીકરી હતી. તેણીએ કોર્ટમાં તે નવયુવાન વિરૂધ્ધ ફરિયાદ દાખલ કરાવી. ન્યાયાધિશ ઈસાઈ હતો.

તેણે નવયુવાનને કોર્ટમાં હાજર થવાનો હુકમ આપ્યો અને તેનાથી પ્રશ્ન કર્યો કે તેણે આ સ્ત્રીને છેડતી કેમ કરી ? નવયુવાને કહયું : એ ન્યાયાધીશ તમે આ પ્રશ્નનો જવાબ મારાથી પૂછી રહયા છો કે મેં આવું કેમ કર્યું. હું તો ખૂબ જ પરેશાન છું કે તમે આ પ્રશ્ન મને કેમ પૂછયો ? જુઓ પેટ્રોલ પાસે જો આગ આવી જાય તો આગ ભભૂકી ઉઠે. એટલા માટે પેટ્રોલની ટાંકીઓ પર લખેલુ હોય છે કે અહિંયા સિગારેટ પીવી નહી. એટલે કે આગ તે સ્થળથી દૂર રહે. હવે જો આગ જ ચુલામાંથી નીકળી પેટ્રોલ પંપ પાસે જાય અને પેટ્રોલ ભભૂકી ન ઉઠે એ વાત અશક્ય છે તો તમે ત્યારે પેટ્રોલને પ્રશ્ન કરો કે પેટ્રોલ બતાવ કે તુ કેમ ભભૂકી ઉઠયો ? પેટ્રોલથી આવો સવાલ કરવાનો કોઈ અર્થ જ નથી.

પ્રશ્ન તો આગથી થાય કે તુ કેમ પેટ્રોલ પાસે ગઈ ? અને કેમ પેટ્રોલને

ભડકવાનો મોકો આપ્યો ? સાહેબ એટલે પુરૂષોની એ તબિયત છે કે તે જ્યારે સ્ત્રીને બનીઠનીને આવતી જુએ છે કે તો પુરૂષની કેટલી પણ અનિચ્છા છતાં તેની તરફ આકર્ષાય જાય છે. તેની હવસ ભડકી ઉઠે છે. તમે મારાથી પ્રશ્ન ન પૂછો તે સ્ત્રીથી જ પૂછો કે તે એવા રસ્તા પરથી કેમ પસાર થઈ કે જ્યાં પેટ્રોલના ગુણવાળા પુરૂષોનો ભડકી ઉઠવાનો ખતરો હતો. આ આગ જ્યારે મારી પાસે આવી તો મારા શરીરમાં એક ભૂકંપ આવી ગયો અને તેનો અંત તે જ નીકળ્યો છે જે નીકળવો જોઈએ.

હવે તમે જ ઈન્સાફ કરો કે ગુનેહગાર કોણ છે ? ન્યાયાધિશની સમજમાં આ વાત આવી ગઈ અને તેણે ફેસલો કર્યો જે સમાચાર પત્રોમાં આ રીતે છપાયું : કે નવયુવાનને ખોટા પુરાવાના આધારે છોડી મુકવામાં આવ્યો અને તે સ્ત્રી પર બેપરદા ફરવાના આરોપમાં એક વર્ષની સજા કરવામાં આવી, જેનો હુકમ આપ (સ.અ.વ.)એ આપ્યો હતો. (માહે તય્યિબા, જુલાઈ ૧૯૫૨)

**★ ખૌફનાક પ્રાણીઓ :-**

એક નવયુવાન વ્યક્તિ ખૂબ જ ગભરાયેલો હતો. તેને પૂછવામાં આવ્યું તો તેણે કહયું કે થોડા દિવસ પહેલાં મારા દોસ્તની એક છોકરી અચાનક મૃત્યુ પામી. અમે તેને દફનાવી પાછા ફર્યા તો મારો દોસ્ત પોતાની હેન્ડબેગ જેમાં અગત્યના કાગળો હતા કબરમાં ભૂલી ગયો. અમારે મજબૂરીના કારણે કબરને બીજી વાર ખોલવી પડી. જ્યારે કબર ખોલવામાં આવી તો બીકના કારણે અમારા મોંથી ચીસ નીકળી ગઈ. કેમ કે જે યુવાન સ્ત્રીને અમે દફનાવી હતી તે કફન ચીરીને બેસી ગઈ હતી અને તેના વાળ ાને તેના પગ સાથે બાંધી દેવામાં આવ્યા હતા અને અસંખ્ય નાના નાના પ્રાણીઓ તેને વિંટળાયેલા હતા.

આ દશ્ય નિહાળીને અમે ગભરાઈ ગયા અને હેન્ડબેગ કાઢયા વગર માટી નાખી ત્યાંથી પાછા ફર્યા. ઘરે આવીને મેં એ સ્ત્રી વિષે પૂછયું તો જાણવા મળ્યું કે તે ફેશનેબલ બનીને પરદો નાખ્યા વિના ફરતી હતી અને તેના મૃત્યુના થોડા દિવસ પહેલાં તેણીએ એક શાદીમાં જવા માટે ફેશનેબલ વાળ કપાવ્યા હતા.

ઉપરોક્ત બનાવોથી જાણવા મળ્યું કે જે સ્ત્રીઓ દુનિયામાં રહીને

ફેશન કરે, ખુલ્લા માથે ફરે છે અને ફેશનેબલ વાળ કપાવે છે તેવી સ્ત્રીઓ પર કબરમાં સખત અઝાબ દેવામાં આવશે. અલ્લાહ તઆલાએ સ્ત્રીઓને કબરમાંથી ઉઠાવી લોકોની ગફલતને દૂર કરવા તેમજ લોકોને બોધપાઠ આપવા માટે કરી બતલાવ્યું, પરંતુ અફસોસ કે આજે અમારી પરિસ્થિતિ સુધરવાને બદલે ખૂબ જ બગડી રહી છે. અલ્લાહ તઆલા આવા અજાબથી બચાવે અને શરીઅત પર ચાલવાની તૌફીક આપે, (આમીન).

**★ એક ફેશનેબલ યુવતીનો કરૂણ અંત :-**

એક માણસે પોતાની છોકરીની તાલીમનો કોઈ વિચાર ન કર્યો એટલે સુધી કે તેનેં ખૂબ માલ અને પૈસા આપ્યા. છોકરી ફેશનેબલ બની ગઈ. તેણી યુવાનીમાં મૃત્યુ પામી. તેની ઘણી ઈચ્છાઓ હતી. પરંતુ છોકરી યુવાનીમાં મૃત્યુ પામી. તેને વિચાર આવતો હતો કે હું કયારેક તેને સપનામાં જોવું કે તેનો શુ હાલ છે. એક દિવસ તેણે સપનામાં જોયું કે તે પોતાની છોકરીની કબર પાસે ઉભો છે અને અચાનક તેની કબર ખૂલી ગઈ, તેણે શું જોયું કે છોકરી નગ્ન પડેલી છે, તેણે પોતાના સતરને છુપાવ્યું પણ તેની હાલત ખૂબ ખરાબ હતી. તેણે પૂછયું બેટા તારી શી હાલત છે ? કહેવા લાગી : અબ્બા હું બેપરદા ફરતી હતી, જયારે હું કબરમાં આવી તો મારા માથાને ખૂબ જ મોટું કરી દેવામાં આવ્યું પહાડની માફક અને મારા દરેક વાળને મોટા મોટા ઝાડ જેવા કરી દેવામાં આવ્યા, જેની ડાળીઓ જમીનમાં દૂર દૂર સુધી ફેલાઈલી હતી. પછી ફરિશ્તા આવ્યા અને મારા વાળને ખેંચવા લાગ્યા જેવી રીતે કે છોકરાઓ ઝાડોને જમીનમાંથી ખેંચી લે છે અને ત્યાં ખાડો પડી જાય છે. એક એક વાળ ખેંચવાથી મારા માથામાં ખાડા પડી ગયા અને મારા માથાની ચામડી પણ નીકળી ગઈ ફકત હાડકા બાકી રહી ગયા છે, જે તમે નિહાળી રહયા છો.

તેણે કહ્યું બેટા તારો ચહેરો પણ ? તેણી કહેવા લાગી અબ્બા ! તમે જોઈ રહયા છો કે મારા દાંત દેખાઈ રહયા છે અને મારા હોઠ નથી, તેનું કારણ એ છે કે મારા હોઠો પર લાલી લાગેલી હતી અને હું એવી રીતે વુઝૂ કરીને નમાઝ પઢી લેતી હતી, ફરિશ્તા આવ્યા તેમણે કહ્યું તુ પાકીનો ખ્યાલ કરતી ન હતી, તારુ ગુસલ પણ થતુ ન હતું, જેથી તેમણે મારી લાલીને

ખેંચી જે હોઠો સાથે ચીપકી ગઈ હતી, જેના કારણે આ બન્ને હોઠ પણ કપાય ગયા એટલા માટે તમને મારા દાંત દેખાય રહયા છે.

બાપે કહ્યું કે બેટા તારા હાથની આંગળી ઝખ્મી દેખાય છે. તેણીએ કહ્યું : કે હું નખ પર પોલીશ લાગડતી હતી, ફરિશ્તા આવ્યા અને કહેવા લાગ્યા કે અમે તારા નખને અમે ખેંચી લઈશું, અને તેમણે મારા એક એક નખને ખેંચી લીધા જેના કારણે મારા હાથ પર ઝખ્મ છે. તેણીએ કહ્યું કે હું કહી નથી શકતી કે તમે મને આટલી બધી મોહબ્બત આપી હતી કે મેં જે ઈચ્છા વ્યકત કરી તેમ તરત જ તેને પૂરી કરી દીધી, હું ગમ અને પરેશાનીને જાણતી ન હતી, શાહજાદીની માફક તમે મને મોટી ઉછેરી, અફસોસ તમે મને થોડું દીન શીખવી દઈને કઈંક એહસાન કરતે તો હું આજે આ અઝાબમાં ન હોત. ન હું પતિને બોલાવી શકુ છું ન તમને ખબર મોકલી શકું છું અહિં હું એકલી જ છું ફરિશ્તા આવે છે અને મને મારે છે. અબ્બા મારા દુખને વહેંચવા વાળુ કોઈ નથી. તેની આંખ ખૂલી ગઈ ત્યારે તેને એહસાસ થયો કે હું મારી છોકરીને દીન શીખવડયો હોત તો તે આજે જન્નતમાં હોઈ શકત.

જે છોકરીઓને આપણે આટલી બધી મહેનતથી ઉછેરીએ છીએ એમને જો આપણે દીન નહિં શીખવીએ તો ફરિશ્તોના હાથે માર ખાશે. એટલા માટે પોતાની છોકરીઓને દીન શીખવો અને પોતાની પત્નીઓને પણ દીનદાર બનાવો. તેમની દીની કામોમાં મદદ કરો તેમને પ્રોત્સાહન આપો. જેનાથી માહોલ પણ દીનદાર બને અને તેમનામાં પણ દીનદારી આવે. સ્ત્રીઓ પર જરૂરી છે કે તે આ પ્રત્યે પોતાનું ધ્યાન કેન્દ્રિત કરે. એક બીજાની ફરજ સમજીને ઝિમ્મેદારીને પૂરી કરે.

## ★ પરદા પર વાંધાઓ અને તેના જવાબો ★

જો કોઈ સ્થળે પરદા વિશેની થોડી વાત કરવામાં આવે તો કેટલીક સ્ત્રીઓ ભડકી ઉઠે છે અને બેપરદગીને જાઈઝ બતાવવા માટે કઈ પ્રકારના વાંધાઓ ઉઠાવે છે. આમ કરવાથી બેપરદગી જાઈઝ તો નથી થઈ શકતી, પરંતુ તેમના ગુનાહોમાં વધારો થાય છે. જો તેઓ ગુનાહને ગુનાહ સમજીને તૌબા કરે તો તૌબા કબૂલ થઈ જાય છે, પરંતુ ગુનાહને જાઈઝ સમજી

આચરનારાઓ કુફ્રની હદ સુધી પહોંચી જાય છે.

**(૧) અમુક લોકો વાંધો ઉઠાવે છે કે ઓઢણી અથવા બુરખાથી શું થાય છે, જે પરદો ખાસ છે તે આંખોનો છે.**

જવાબ—જે લોકો આવું કહે છે કે પરદો આંખોનો હોય છે તે નિર્વસ્ત્ર કેમ નથી ફરતા ? શું જરૂરત છે કપડાં પહેરવાની ? નિર્વસ્ત્ર થઈને પોતાના ઘરની સ્ત્રીઓ સામે આવીને તો જુઓ, તમારી અક્કલ ઠેકાણે આવી જશે. આ વાંધો તે જ સ્ત્રીઓ ઉઠાવે છે જેમની અક્કલ પર પરદો પડેલો છે. અમારી પાસે તો આ વિચાર ત્યારે જ આવે જ્યારે કે તે સ્ત્રીના દિલ પર ગફલતનો પરદો પડયો હોય, પરંતુ સૌથી પહેલાં આંખનો પરદો ઉતારવામાં આવે છે અને પછી ચહેરાનો પરદો ઉતારવામાં આવે છે.

**(૨) પરદો ભણતર માટે નડતરરૂપ છે.**

જવાબ—અમે કહીએ છીએ કે પરદો ભણતર માટે નડતરરૂપ નથી, પરંતુ મદદગાર છે, જે સ્કૂલો—કોલેજોમાં છોકરા—છોકરીઓ એક સાથે ભણે છે ત્યાં છોકરીઓ બનીઠનીને જાય છે અને પોતાની ખૂબસૂરતીને દેખાડે છે અને ઠેકા મારીને ચાલે છે અને છોકરાઓ તેમની આવી ચાલચલગતના કારણે તેમની તરફ આકર્ષાય છે. ન છોકરીઓ ધ્યાનથી ભણે છે અને ન છોકરાઓ.

આ બધી વાતોનો ઈલાજ એ જ છે કે છોકરા અને છોકરીઓની સ્કૂલો, કોલેજો અલગ અલગ હોવી જોઈએ, જેથી તેઓ સારી રીતે ભણી શકે.

**(૩) પરદો સામાજિક પ્રગતિઓ માટે નડતરરૂપ છે. એટલા માટે સમાજનો અડધો ભાગ સમાજની પ્રગતિઓમાં પોતાના ભાગ ભજવી નથી શકતા.**

જવાબ—પહેલી વાત તો એ કે તમે પ્રગતિ કોને સમજો છો ? શું સ્ત્રીઓનું ઘરમાંથી બહાર નીકળી ઓફિસો, હોટેલોમાં, વેઈટરો તરીકે તેમજ કલબોમાં આવી જવું સમાજ માટે પ્રગતિ છે ? નહીં, પરંતુ પોતાના કામોને પૂરા કરવા જે કુદરત તરફથી તેને આપવામાં આવ્યા છે સ્ત્રીઓનું ખાસ કામ સમાજને સૌથી સારા બાળકો આપવાનું છે, જેથી ભવિષ્ય સુંદર બની શકે. આ તે સમયે જ શકય છે, જ્યારે સ્ત્રીઓ ઘરમાં રહીને પોતાના

બાળકોની સાર–સંભાળ અને કેળવણી સારી રીતે કરે.

પ્રગતિ પશ્ચિમી દેશોનો હેતુ પાર પાડવા ન હોવી જોઈએ, પરંતુ પ્રગતિને અલ્લાહ અને રસૂલ (સ.અ.વ.)ની ફરમાંબરદારી પર ચકાસવી જોઈએ.

**(૪) પરદો સ્ત્રીઓ માટે કેદ છે.**

જવાબ–કેદ અને પરદાના અર્થમાં ઘણો તફાવત છે. કેદ કહેવામાં આવે છે કે કોઈ વ્યક્તિને તેની ઈચ્છા વિરુદ્ધ પકડી લેવો, જ્યારે પરદો એને કહેવામાં આવે છે કે સ્ત્રી પોતાની ખૂશીથી ગેરમહરમોથી સંતાયને રહેવું. કેદી એટલા માટે બનાવવામાં આવે છે કે તેની તકલીફોથી લોક બચી જાય અને સ્ત્રી પરદો કરીને ગેર મહરમોની બુરાઈઓથી બચી જાય, જ્યારે કોઈ વ્યક્તિ પોતાના કપડાં બદલે છે તો તે ઈચ્છતો નથી કે તેના સતરને લોકો જુએ. એટલા માટે તે કોઈ રૂમ અથવા દીવાલની પાછળ પોતાના કપડાને બદલે છે તો તેને કેદ નથી કહેતા, પરંતુ પરદો કહેવામાં આવે છે. આ વાતથી સ્પષ્ટ થાય છે કે કેદ તો જબરદસ્તીથી કરવામાં આવે છે, પરંતુ પરદો ખૂશીથી કરવામાં આવે છે.

કેદ તો ગુનાહના સજાના બદલામાં હોય છે, જ્યારે પરદો અલ્લાહની નેઅમતો હાસિલ કરવાની નિય્યતથી હોય છે. પરદો કરવાથી સ્ત્રી કેદ નથી થતી, પરંતુ ઘણી બધી આફતોથી બચી જાય છે.

**(૫) બુરખો ઢાંકવા માટે હોય છે, બુરખાવાળીઓ પણ ખરાબ કામ કરે છે.**

જવાબ–આ વાત દિમાગમાં ઠસાવી દેવી જોઈએ કે બુરખા પહેરનારીઓ જે ગરબડો થાય છે તે બેપરદગીના કારણે જ થાય છે. જો તેઓ બેપરદગીથી બધી જ રીતે બચી જાય તો પછી ગરબડનો કોઈ સવાલ નથી થતો. અહિંયા એક વાત ધ્યાનથી સમજી લો કે જ્યારે પરદો ગ્રહણ કરનાર થોડી બેપરદગી કરી નાખે છે તો ગરબડ થાય છે. તો પછી બેપરદા ફરવાવાળી સ્ત્રી તેમનાથી શું નહી થતું હોય. એટલા માટે જોવામાં આવ્યું છે કે બેપરદા ફરવાવાળી સ્ત્રીનો વધુ પડતો સમય પોતાના કરતૂતોને છુપાવવામાં પસાર થઈ જાય છે.

**(૬) કેટલીક સ્ત્રીઓ કહે છે કે હવે તો અમે બે–ત્રણ સંતાનોની માં બની ગઇ છે અમારે પરદાની શી જરૂરત ?**

જવાબ—જોવાવાળા તો વૃધ્ધાને પણ નથી છોડતા તો પછી બે—ત્રણ છોકરાવાળી માં નુ તો શું ? વાંધો ઉઠાવનારાઓ કેવી રીતે ફેંસલો કરી લીધો કે હવે અમને કોઈ જોતું નથી. અમે કહીએ છીએ કે જો કોઈએ જોઈ લીધી તો ઈઝ્ઝત તો તમારી જવાની છે. આવી બેકાર વાતોથી બેપરદગી જાઈઝ તો નથી થવાની. જો એમને કોઈ સવાલ કરે કે તમે ત્રણ સંતાનોની માતા છો તો શું તમે તમારા પતિના કામપયોગી નથી રહયા ? જ્યારે પતિની જરૂરત તમારાથી પૂરી થતી હોય તો પછી બીજા પુરૂષો માટે કઈ વસ્તુ નડતરરૂપ બનશે ? અરબીમાં કહેવત છે :

لِكُلِّ سَاقِطَةٍ لَا قِطَةٌ.

અર્થ : દરેક પડેલી વસ્તુને કોઈને કોઈ તો ઉઠાવનાર હોય જ છે.

**(૭) પરદો પહેરનાર બહેનોને ગેર મહરમ પુરૂષો વધુ હવસથી જુએ છે.**

જવાબ—તમે જાતે જ વિચારો કે પરદો પહેરનાર બહેનો તરફ પુરૂષો આટલી હવસની નજરે જુએ છે તો પછી બેપરદા સ્ત્રી તરફ કેટલી ખતરનાક હવસની નજરે જોતા હશે. એટલા માટે કે પરદો કરવાવાળી તરફ જોવાથી ફક્ત કાળું કપડું જોવા મળશે, જ્યારે બેપડદાવાળી સ્ત્રી તરફ જોવાથી શું નહી જોવા મળે. એ પણ અંદાજો લગાવી શકાય છે કે તેમાં કેટલા કિલોગ્રામ માંસ છે અને કેટલી ચરબી છે ? (હયા ઔર પાકદામની)

**★ પશ્ચિમી દેશોમાં પરદો કરવા પર સજા :-**

તેર વર્ષની વિદ્યાર્થીની જે એમલી જુલોઈસ એલ. હાઈમોન્ટરીયલ, કેનેડામાં ભણતી હતી. તેને ૧૩ સપ્ટેમ્બર ૧૯૯૨માં સ્કૂલથી એટલા માટે કાઢી મુકવામાં આવી કે તે સ્કૂલ ડ્રેસ સાથે બુરખો પણ પહેરતી હતી. જે સ્કૂલ ડ્રેસના કાયદા વિરુદ્ધ ગણવામાં આવ્યું. બીજી એક પંદર વર્ષની વિદ્યાર્થીની જે ક્યુબાની એક કોલેજમાં ભણતી હતી. તે વિદ્યાર્થીનીને તેના પ્રમુખ તરફથી હુકમ આપવામાં આવ્યો કે તે બુરખાને પહેરવાનું છોડે અથવા આ કોલેજને છોડી બીજી કોઈ કોલેજમાં એડમીશન લઈ લે.

**★ પશ્ચિમી દેશો પરદાનો વિરોધ કેમ કરે છે ? :-**

યુરોપના લોકો એક નાના કપડાનો વિરોધ એટલા માટે કરે છે કે

સમાજમાં પરદો નાખેલી સ્ત્રીઓ જોવા ન મળે. કેટલાક લોકોનું માનવું છે ક તેઓ પરદાનો વિરોધ એટલા માટે કરે છે કે તેઓ પરદાની વિરુદ્ધ છે અને બીજા કેટલાકનું એવું માનવું છે કે તે પરદાને લીધે પુરૂષોની ગુલામીનું નિશાન બને છે. એટલા માટે એ વાતની જરૂરત છે કે સ્ત્રીઓને તેનાથી આઝાદી મળે. વર્તમાન કાળમાં પશ્ચિમી દેશોમાં સ્ત્રીની ગુલામીને સહન કરવામાં આવતી નથી.

વર્તમાન કાળમાં જે સ્ત્રીઓ આવા સમાજમાં રહે છે તે એ વિચારને પ્રગટ કરે છે કે જેવી રીતે તેઓ આઝાદ રીતે હળવું–મળવું તેમજ સેક્સ માણવા જેવા કામ કરે છે તે દરેક સમાજમાં ફેલાય જાય અને પોતાના રોલથી ખૂશ થાય. આવી રહેણી–કહેણીમાં જ્યાં પુરૂષો–સ્ત્રીઓના મળવા અને ખરાબ કામ કરવા પર કોઈ પ્રકારની નડતર ન હોય અને તેને કરવા પછી ગર્વ માનવામાં આવે છે. કોઈપણ ધર્મ, સ્ત્રીઓ અને પુરૂષોને એકબીજા સાથે કાયદા વિરુદ્ધ સંબંધ બાંધવાનો વિરોધ કરે છે.

હકીકત તો એ છે કે જ્યારે સ્ત્રી પોતાને છુપાવી લે છે તો તેનો અર્થ એ થાય છે કે તે આ બધા ખરાબ ખેલોથી ઈન્કાર કરે છે અને પોતાની જુબાનથી એ કહે છે કે ઝિંદગીમાં એકબીજા સાથે સંબંધ બાંધવા તેની સહનશીલતાની વિરુદ્ધ છે, જ્યારે એક સ્ત્રી પોતાને છુપાવી લે છે તો તે એ વાતને વિચારવા પર મજબૂર કરે છે કે તે ઈસ્લામી હુકમોનું પાલન કરે છે અને પશ્ચિમી કલ્ચર–સંસ્કૃતિનો વિરોધ કરે છે.

**★ આજની સ્ત્રી કેવી હોવી જોઈએ ? :-**

આજની સ્ત્રીના ગુણો કેવો હોવા જોઈએ એ વિશે કેટલાક લોકોનું મંતવ્ય છે કે જેટલી પણ સુંદર અને આકર્ષણની જગાઓ છે ત્યાં સ્ત્રીઓએ હોવું જોઈએ અને કેટલાકનું મંતવ્ય એ છે કે સ્ત્રી આઝાદ તે હાલતમાં હોય શકે કે જ્યારે તેણીને નિર્વસ્ત્ર છાતી સાથે તેમજ ટૂંકા વસ્ત્રો સાથે અવર જવરવાળી જગાઓ પર ફરવાની આઝાદી હોઈ. તેમની દલીલ એ છે કે સ્ત્રીઓના શરીર વિશેનું આકર્ષણ ઓછુ થઈ જશે. એમને રાત્રિ દરમ્યાન ફરવામાં કોઈ પણ પ્રકારની બીક નહીં રહે કે તે બળાત્કારનો ભોગ ન બની શકે. એટલા માટે તેમને આઝાદી અને પડદાની કેદથી

છૂટકારો આપવો જરૂરી છે. (રાહે આફિયત, એપ્રિલ ૨૦૦૮)

★ **બેપરદગીના નુકસાનો :-**

(૧) બેહયાઈનો ઉદ્ભવ થયો, (૨) બળાત્કારના પ્રમાણમાં વધારો થયો, (૩) નાજાઈઝ અવલાદ વધી, (૪) પેઢીઓ બરબાદ થઈ, (૫) એકબીજા સાથે લડાઈ વધી, (૬) જૂઠ અને ધોકાબાજીનો રિવાજ શરૂ થયો, (૭) નહૂસતો વધી, (૮) બદનામી, (૯) ગુનાહનો એહસાસ ખતમ થઈ ગયો, (૧૦) તકવા જેવી અણમોલ વસ્તુ ખતમ થઈ.

★ **જહન્નમી કોણ ?**

સાચી સલાહ : એક હદીષ શરીફના સાર મુજબ જયારે ગેરમહરમ એક બીજાથી વાત કરે છે તો શૈતાન એકબીજાના દિલોમાં પરસ્પર આકર્ષણ પેદા કરે છે, માટે આવા કોઈ પણ પ્રકારના મધ્યમથી બચવું જરૂરી છે. જો અમો નવા યુગમાં પોતાના પુત્રીઓને મોબાઈલ રાખવા પરવાનગી આપીશું તો સમજી લો આ સેલફોન નથી પણ હીલફોન–જહન્નમી ફોન છે. તેનાથી તે કેવા સંપર્કો કરે છે, તે વિચારવા જેવું છે. જો મોબાઈલ પાસે ન રાખે તો ખોટા સંપર્કોથી બચી ગઈ તો સાચે જ પોતાની પુત્રીઓની ઈઝઝત બચશે. ઈ. અલ્લાહ માટે માં–બહેનો મોબાઈલથી દૂર રહે તેમાં જ એમની ઈઝઝત છે બાકી જરૂરત મુજબ તેનો ઉપયોગ હિતાવહ છે.

**અંતમાં.....**

આ એક હકીકત છે કે જો કોઈ અકલ અને સાચી સમજ રાખનાર વ્યક્તિ આ વાતને વિચારે કે પશ્ચિમી લોકો બીજા ધર્મના લોકોને પોતાની ઝિંદગી જીવવાના તરીકાઓ અને પોતાના કલ્ચરનું અનુકરણ કરવા માટે એક પ્રકારનું પ્રેશર કરે છે, પરંતુ આજે કેટલીક સ્ત્રીઓ સુકૂનવાળી ઝિંદગી પસાર કરવા માટે અને આવા ઝુલ્મોથી બચવા માટે અને પોતાને ગ્લેમર અને ફેશનેબલ ઝિંદગીથી કંટાળી ખૂશી અને શાંતિથી ઝિંદગી પસાર કરવા માટે ઈસ્લામ તરફ ખૂશીથી પ્રયાણ કરી રહી છે, યુરોપીય લોકોના અનહદ પ્રયાસો છતાં પણ તેઓ આ ગતિ રોકવામાં નિષ્ફળ નીવડયા છે અને નિષ્ફળ જશે, ઈન્શા અલ્લાહ.

આ વાત અનોખી છે કે આપણે પૂર્વીય દેશોના વતનીઓ મુસલમાન હોવાને લીધે તેમજ પેઢીઓથી મુસલમાન હોવાના કારણે પરદા વિશે કોઈ પણ વસ્તુ વાંચ્યા વગર પરદાની ખૂબીઓ–ફાયદાઓ અને બુરાઈઓને જાણીએ છીએ, આપણે મુસલમાન હોવાથી આપણી વંશ પરંપરાથી પરદાનો રિવાજ ચાલી આવ્યો છે, પરંતુ હવે પશ્ચિમી ગ્લેમરોથી પ્રભાવિત થઈ પરદાને કાઢી નાખ્યો. તેમણે એક ક્ષણ માટે પણ ન વિચાર્યું કે તે આટલી મોટી બરકતવાળી વસ્તુને છોડીને બેહયાઈ, બેશરમીની ઝિંદગીને પસંદ કરી રહી છે, જેનાથી તેમનો સામાજિક મૂલ્યો અસ્તવ્યસ્ત થઈ જશે. તેમના છોકરાઓ તેમના પ્યારથી અને તે બાળકોના પ્યારથી દૂર થઈ જશે. શું એમને દેખાતું નથી કે આજે પશ્ચિમી દેશોની કેટલીક સ્ત્રીઓ કે જેમણે ગ્લેમરમાં જન્મ લીધો હતો. કેટલાક સમય સુધી તેનાથી ફાયદો ઉઠાવતી રહી. હવે તેઓ કેમ તેનાથી કંટાળીને ભાગી રહી છે ?

શું આ હકીકત નથી કે આ ગ્લેમર સ્ત્રીઓએ પોતાના ધર્મને છોડતાં પહેલાં અને બીજા ધર્મનો અંગીકાર કરતાં પહેલાં તેની રહેણી–કહેણી અને તેના હુકમને જાણ્યા અને તે ધર્મની સ્ત્રીઓને નિહાળી કે જેમણે અલ્લાહ તઆલાની ઈબાદત સમજીને પરદાને અંગીકાર કર્યો અને તેઓ તેનાથી પ્રભાવિત થઈને ઈસ્લામ કબૂલ કર્યો. શું આપણી પશ્ચિમી સંસ્કૃતિનું અનુકરણ કરનારી બહેનો જેમણે વિચાર કર્યા વગર આંધળી બનીને અને તેના ફાયદા–નુકસાનોને ભૂલીને તેનું અનુકરણ કર્યું. તેમણે એવું પણ ન વિચાર્યું કે એક લાંબા સમય સુધી તેને અંગીકાર કરનારી બહેનોએ તેને છોડી દીધું ? અમે સલામ કરીએ છે એવી સ્ત્રીઓને કે જેમણે ઈસ્લામના હુકમોનું પાલન કર્યું અને મુશ્કેલીઓ આવવા છતાં પરદાને ન છોડયો.

થોડાક સમય પૂર્વ આપણા દેશની એક મહિલા રાષ્ટ્રપતિ એક મુસ્લિમ દેશમાં ગઈ હતી, તેણીને ત્યાં કેટલીક મુસ્લિમ સ્ત્રીઓ સાથે મળવાનું હતું. તેણી જાણતી હતી કે જે સ્ત્રીઓને તે મળવા માટે જઈ રહી છે તેમના ત્યાં પરદો અને હયા એક ખૂબ જ મોટી વસ્તુ છે, એટલે તેણીએ પોતાના સાડીના છેડાને માથા ઉપર નાખી લીધો અને પોતાના પગોને પણ ઢાંકી દીધા. જયારે તેણી તે મુસ્લિમ સ્ત્રીઓને મળવા માટે પહોંચી તો તેમનો પોશાક કે ખભા પણ દેખાતા હતા. બીજા તો આપણા ધર્મનું સન્માન કરે

અને આપણે જ આપણા ધર્મનું હાસ્ય ઉડાવીએ ?

પરદો છોડનાર સ્ત્રીઓએ એક ક્ષણ માટે વિચારવું જોઈએ કે ઈસ્લામી સમાજમાં સમલગ્ન, એકબીજા સાથેના સંબંધો અને બેહયાઈમાં કેમ વધારો થઈ રહયો છે ? આગલી પેઢીઓની માં–બહેનોના રીત–રિવાજોને છોડીને બહેનો પરી બનવાની ઈચ્છામાં ક્યાં સુધી પહોંચી ગઈ છે. એમની ઈચ્છાને પૂર્ણ થવાના પરિણામે ઈસ્લામી સમાજમાં કેટલી મોટી પડતી આવી રહી છે, જેના ખરાબ પ્રભાવો તેમની અને તેમના બાળકો પર પડી રહયા છે.

આજે પશ્ચિમી દેશોમાં પરદા ઉપર પાબંદીઓ લાદવામાં આવી રહી છે. પાર્લામેન્ટમાં પરદો, જાહેર જગાઓએ પહેરવા વિરૂદ્ધ કાયદો પસાર થઈ રહયોં છે. જે ઘણી જ અફસોસની વાત છે. જયારે યૂરોપીય દેશો માનવતાના હક્કોના રખેવાડ પોતાની જાતને સમજે છે, અને આઝાદીના પક્ષઘટ છે તો કેમ મુસ્લિમ બહેનોની બુરખો પહેરવાની આઝાદી છીનવી રહયા છે ? દરેકને પોતાનો ધર્મ અનુસરવાનો અધિકાર છે. તેઓ તે જન્મજાત અધિકાર ઉપર તરાપ કેમ મારી રહયા છે ?

અંતમાં અલ્લાહ તઆલા ! મુસલમાન માં–બહેનોને શરીઅત પર અમલ કરવાની, હુકમોનું પાલન કરવાની તેમજ બેપરદગીથી ખરાબ થતા સમાજને સુરક્ષિત રાખવાની તેમજ પશ્ચિમી દેશોની તરક્કી જોઈ તેના પાછળ આંધળી દોટ મૂકી અનુકરણ કરવાથી બચાવે અને પાકદામન રહેવાની તૌફીક અર્પણ કરે, આમીન.

**ચમનકે માલી બના લે, ગર મુવાફિક શિઆર અબ ભી,**
**ચમનમેં આ સકતી હે, પલટ કર રૂઠી બહાર અબ ભી.**

અહકર
**આસિમ અબ્દુલહફીઝ ભડકોદ્રવી**
૧૩/ઝિલહજ્જ ૧૪૩૧ હી.સ.
મુતાબિક ૨૦/નવેમ્બર ૨૦૧૦ ઈ.સ.

★ **બિફઝલીહી તઆલા ખતમ શુદ** ★

## બેપરદગીની આડઅસરો

શું સગાસંબંધીઓ પરવાનગી વગર ઘરમાં આવી શકે છે ? શું સગાસંબંધીઓથી સ્ત્રીઓને પરદો કરવાનો હુકમ નથી આપ્યો ?

પરદાનો હુકમ અલ્લાહ તઆલાના આપેલા આદેશોમાંથી એક છે. ઈસ્લામના પાયાના સિદ્ધાંતોમાંથી છે. ઈસ્લામે મુસલમાન સ્ત્રીઓને પરદાનો આદેશ આપ્યો. જયાં સુધી સ્ત્રીઓ પરદામાં રહેતી હતી ઘરોમાં સુખ–શાંતિ વ્યાપક હતી. જે ઘરોમાંથી પરદો નીકળી ગયો તે ઘરોમાં બેહયાઈ અને અજંપાભરી સ્થિતિનો ઉદભવ અને છૂટાછેડાના બનાવોમાં પુષ્કળ વધારો થયો છે. મુસ્લિમ સમાજ જે સ્ત્રીઓને પરદો કરવાનો હુકમ કરે છે તે સમાજમાં છૂટાછેડાના બનાવો ફકત ૭% છે. જે સમાજમાં પરદા વિષે કોઈ હુકમ નથી તેમાં વ્યાપક છૂટાછેડાના બનાવો બને છે જે અમે રોજના દૈનિક પેપરોમાં વાંચ્યે છે.

ડોકટર સ્ટીફન કલાર્ક જે માણસની કુદરતી પ્રકૃતિના અનુભવી હતા, તે પોતાના અનુભવોનું વર્ણન કરતાં લખે છે કે "સ્ત્રી અને પુરૂષોનું મળવું, સગાસંબંધીઓનું પરવાનગી વગર ઘરોમાં આવવું તેમજ રોકાઈ જવું આ બધું જ મારી દ્રષ્ટિ સમક્ષ નુકસાનકર્તા છે. તેનો અસર પેઢીઓ પર પડે છે. મેં આ મેળ–મેળાપને લઈ સ્ત્રીઓને બીજા પુરૂષો તરફ આકર્ષાતી, તેમજ છૂટાછેડા, બળાત્કાર, આત્મહત્યાના બનાવોને વધતા તેમજ સ્ત્રી અને પુરૂષોને જેલમાં જતા નિહાળ્યા છે." આ બધુ બેપરદગીના કારણે જ થાય છે.

(સુન્નતે નબવી ઔર જદીદ સાયન્સ, ભાગ–૧/૨૮૪)

